# चंदन मल्यागरी नाटक

## નાટક પાત્ર

ृष्ण
ानी } દેવતાઓ.
ांत

चंदन..............ચંદનાવતીનો રાજા.
मल्यागरी............તેની રાણી.
सुनंदा...............તેની દાસી.
सायेर अने नीर......તેના પુત્રો.
प्रधान...............ચંદન રાજાનો.
पुंदरीक.............પાંડુવ દેશનો રાજા.
सरदार............રાજા પુંદરીકનો. [રાજાની માસીનો પુત્ર.
रावशींग............ મદનાવતી નગરીનો રાજા અને ચંદન
प्रभावंती............તેની રાણી.
रतनसींग...........તેનો પુત્ર.
नेदेवशा............સાયેરને ઢેડના હાથમાંથી ફાંસીદેતા છોડવનાર.
दोकलसींग.........અચલાકપુરીનો રાજા.
दोकलसींगनीपुत्री...સાયેરની સ્ત્રી.
सुखदेव...........નરપતપુરનો રાજા.
सुखदेवनीपुत्री......નીરની સ્ત્રી.

એ સિવાયે વિદુષક, દરબારીઓ, ખજાનચી, કંચનીઓ, ખાસદાર, દ્વારપાળ, ગોર, નરપતીઓ વણજારો, તવો, લશ્કરો, માલી બીજા રાજાઓ, મચ્છીમારો, ઢેડ, ચોપદારો, વગેરે, વગેરે, વગેરે.

## આખી મંડલી ઇશ્વર પ્રાર્થના કરેછે.

## ઝીંઝોટી-ઠુમરી.

(વિનતી ધરજો ધ્યાન સજન સૌ) એ રાહ.

કૃપા કરો ભગવાન, પ્રભુજી કૃપા કરો ભગવાન;
છઇએ હમે નાદાન, પ્રભુજી કૃપા કરો ભગવાન—ટેક.
આપ સત્તાથી કામ આરંભ્યું, તેથી મળે બહુ માન—પ્રભુજી.
દસ દીશાએ નામ અવીચળ, છો સર્વે ગુણવાન—પ્રભુજી.
ધન સુખ સંપતી અવીચળ આપો, આપો શુદ્ધજ્ઞાન—પ્રભુજી.
"લ્હેરી" તમને વંદન કરેછે, રાખેછે તમોપર ધ્યાન—પ્રભુજી.

## બીજી ઇશ્વર સ્તુતિ.

ઉપલી રાહે.

છો તમે દીન દયાલ—પ્રભુજી છો તમે દીન દયાલ—ટેક.
નારદ શારદ શીવ બ્રહમાદિ—તમને ભજે ત્રેકાળ—પ્રભુજી.
નામ તમારૂં મુખથી લેતાં—છુટે જગત જંજાલ—પ્રભુજી.
પતીત પાવન અધમ ઓધારણ—નામછે પરમ રશાલ—પ્રભુજી.
તમને જાણ્યા વિનજીવ ભટકે—સ્વર્ગ મૃત્યુ પાતાલ—પ્રભુજી.
જે જન શરણે આવે તમારે—તેની કરો પ્રતિપાળ—પ્રભુજી.
પારસ સ્પરશે થાયે કંચન—જેમ ધાતુ તતકાળ—પ્રભુજી.
આશા પુરણ કરજો હમારી—જાણીને નીજ બાલ—પ્રભુજી.

# चंदन मल्यागरी नाटक.

---

## અંક ૧ લો—પ્રવેશ ૧ લો.

### સ્થળ-રાજ દરબાર

(પ્રધાન, દરબારીઓ, વિદુષક તથા કંચનીઓ બેઠેલાંછે ત્યાં રાજાનું આવવું.)

**चोपदार**—રાજા ધીરાજા ચંદનરાય માહારાજને ઘણી ખંમા.

(રાજાનું આવીને આસને બેસવું.)

**विदुषक**—વિદુષક માહારાજને ઘણી ખંમા.

**चंदन**—પ્રધાનજી, આપણા નગરના લોકો કેવી સ્થીતિમાં છે? અને સર્વે રૈયત સલાહ શાંતીથી વર્તે છે કે નહીં?

**प्रधान**—માહારાજ આપણા રાજમાં પ્રાણી માત્રનું પણ સત્યમાંજ વર્તન છે.

**चंदन**—અએ મારી ગાનારીઓ, આજે તમે એવું ગાયન કરો કે જેથી મારા જીવને અત્યન્ત ખુશી પેદા થાય?

**कंचनीओ**—બહુ સારૂ માહારાજ.

### ઝીલા-ઠુમરી.

(જલભરન જાત જમનાકે ઘાટ.) એ રાહ.

ધન્ય ધન્ય તું રાજા ચંદન, ધન્ય ચંદનાવતી નગરી તારી—ટેક.

ઇનસાફ અદલ સતવાદી છો, સર્વે રૈયતને સુખકારી—ધન્ય.

જગમાં જશ ગાયે નારી નર, પ્રતાપ તમારો છે ભારી—ધન્ય.
સુખછે રાજા ઈંદર જેવાં, હું વારી વારી જાઉં બલીહારી—ધન્ય.

चंदन—પ્રધાનજી, આ કંચનીઓએ કેવું સારૂં ગાયુંછે!

प्रधान—માહારાજ હા! બહુ સારૂં ગાયેન કર્યુંછે; જે સાંભળવાથી સર્વે અત્યંત ખુશી થયા છઇએ.

चंदन—પ્રધાનજી, એ કંચનીઓને હુકમ કરો કે એક બીજુ સારૂ ગાયેન ગાઇ સંભળાવે?

प्रधान—અએ કંચનીઓ? તમારા કોકીલા સરીખા મીઠા સ્વરથી એક એવું બીજું ગાએન કરો, કે જેથી તમારી ભાગ્યને ઉદય થયો જાણો?

कंचनीओ—સારૂં માહારાજ.

## ઝીંઝોટી-ગજલ.

(ગઇ એક બ એક જો હવા પલક.) એ રાહ.

વાહે વાહે રાયજી, મુજપર દયા મોટી કરી;
શું વખાણું જશ તમારા, જગતમાહી છે ભારી —ટેક
કોઈ નથી પાછો ફર્યો, જાચક તમારે દ્વારથી;
સર્વેની ઉમેદ પુરી થઇ, છે તમો આગળ ખરી—વાહે.
સંપદા છે કુબેરસમ, દાની બીજો જાણે કરમ;
સતવાદી ધર્મના સ્તંભછો, પ્રસન તમોપર શ્રીહરી—વાહે.
રાજ અમર રહો તમારૂં, તેજ જગમાં તપો;
[illegible] થાજો જે કોઈ, જગમાં તમારો હોય વેરી—વાહે.

સર્વ ગુણ ભંડારછે, ઉપમાં કઠણ હું શું કહું;
રેહેમ મુજ ઉપર કરો, જાણે તમારી કીંકરી—વાહે.

**चंदन**—પ્રધાનજી? એ કંચનીઓએ મારા મનને હદ કરતાં પણ વધારે ખુશી કીધુંછે તેના અવેજમાં પચીસ હજાર મોહોર આપો?

**विदुषक**—હો હો! મારા બાપરે આટલા બધા! રૂપીઆ! પચીસ હજાર! કંચનીઓના નશીબતો ફાટી ગયા! (જાયછે.)

**प्रधानजी**—બહુ સારૂં માહારાજ.

**चंदन**—અએ માહારા સરદારો? હવે રાત્રી ઘણી વિતીત થઇ અને મને પણ ઊંઘ આવે છે માટે કચેરી બરખાસ્ત કરો?

## પ્રવેશ ૨ જો.

### સ્થળ-રસ્તો.

(સનીનું વીચારમાં પડવું અને શાંત દેવનું આવવું.)

**सनीदेव**—(વિચાર કરેછે) હું રાજા ચંદનને આજે બારમી રાશે બેઠોછું, હવે મારે એને દુઃખ દેવું જોઇએ, પણ રાજા સત્યવાદી છે તેથી મને એના ઉપર દયા આવેછે, પણ જો એને હું દુઃખ ન દઊંતો ઇશ્વરની કીધેલી જે નીતીછે, તેને અલોપ થઇ જાયછે. (એટલામાં શાંતદેવ આવે છે.)

**शांतदेव**—કેમ સનીદેવ? શું વીચારમાં પડયાછે?

सनीदेव—શાંતદેવ! આજે હું મોટા વીચારમાં પડયો છું કે જે થી મારા શરીરની પણ શુદ્ધી રહી નથી.

शांतदेव—સનીદેવ, એવો તે શું વિચારછે! મને કહોતો ખરા!

सनीदेव—શાંતદેવ! સાંભલો. આજે રાજા ચંદનને હું બારમી રાશે બેઠોછું, ને રાજા સત્યવાદી છે હવે જો હું તેને દુઃખ ન દઉંતો, ઇશ્વરની જે નેત છે તે તુટી જાયછે; અને એવા ધર્માત્માં પુરૂષને દુઃખ આપવા માટે મારા રદયમાં મને અત્યંત ખેદ થાયછે.

शांतदेव—સનીદેવ. દયા લાવી પરમાત્માની નેત તોડવી એ મોટા પુરૂષને ન ઘટે; જુવો તો ખરા નેતને માટે ફરસરામે પોતાની માતાને મારી નાંખી ને એકવીસવાર નક્ષેત્રી પૃથ્વી કરી, વલી નેતને માટે શ્રી કૃષ્ણ ભગવાને પોતાનો જે યાદવકુળ તેનો સંહાર કર્યો, ને નેતને માટે અર્જુને પોતાના ભાઈ કૌરવ તેનો વધ કર્યો માટે નેત કેમ મુકીએ?

सनीदेव—શાંતદેવ. તમે જે કહયું તે ખરૂંછે; હવે મારો પણ એવોજ વિચારછે કે ગમે તેમ થાઓ પણ ઇશ્વરની નેતને તો તોડવીજ નહી.

शांतदेव—બહુ સારૂં ત્યારે સનીદેવ, નમસ્કાર છે, હું જાઉંછું.

सनीदेव—સાંતદેવ સારૂં પધારજો, નમસ્કારછે.

# પ્રવેશ ૩ જો.

## સ્થળ-રાજમહેલ.

(રાજા ચંદન તથા મલ્યાગરી સુતા છે, અને આકાશ માર્ગેથી સનીદેવ વઇમાનમાં બેસી આવે છે.)

## બરહંસ-ગજલ.

(ગર હમને દીલ સનમકુ દીયા ફીર કીસીકુ ક્યા )એ રાહ.

**सनीदेव**—શું ઘેનમાં ઘેરાએ રાજા ? થાની તું હોંશીઆર;
હું વાત જે પુછું તેનો તું, જવાબ દે નીરધાર—ટેક.
કહેતો પડું હમણા તુજપર, કેહેતો ઘડપણ માંહી;
જે પાપ પેલેભવ કર્યાં તે, ભોગવો આ વાર—શું ઘેનમાં.
જેવાં જેવાં કર્મ કરે, કોઇ જે જગતમાંહી;
તેવાં તેવાં ફળ આપે, જગતનો આધાર—શું ઘેનમાં.
ભોગવ્યા વિન પાપનું ફળ, છુટશો નહી;
આ વાતનો ઉત્તર કહો, મનમાં કરી વીચાર—શું ઘેનમાં.

**चंदन**—(એવો અવાજ સાંભળી રાજાનું ચમકીને ઉઠવું અને રાણીને પુછવું ) ઉઠ ! ઉઠ ! પ્રીયા ! જો ! જો ! આ ગેબી અવાજ એકાએક ક્યાંથી થયો !

**मल्यागरी**—પ્રાણનાથ, સુઇ રહો, વળી અવાજ તે ક્યાંથી થશે. એતો તમને સ્વપનું આવ્યું હશે.

ઉપલી રાહ'

**सनीदेव**—શું ઘેનમાં ઘેરાએ રાજા, થાની તું હોંશીઆર;
હું વાત જે પુછું, તેનો તું, જવાબ દે નીરધાર—ટેક.

**चंदन**—(ગભરાઇને) નારે ના ! સ્વપનુ તો કેમ હોય ! (ઉંચી નજર! કરી જોયછે એટલામાં સનીદેવ નજરે પડેછે.) અરે ! જો જો ! અંત્રીક્ષથી કોઇ દેવતા આપણે ત્યાં આવ્યા હોય એમ લાગેછે. (હાથ જોડીને.) એ કૃપાનાથ, તેત્રીસ કરોડ દેવતાછે તેમાં તમો કીયા દેવતાછો તે કૃપા કરી મને કહો, મારા મોટાં ભાગ્ય ઉદય થયાં જે આજ તમારા દરશણ થયા.

**सनीदेव**—અએ સત્યવાદી રાજા ચંદન, હું સનીદેવછું, અને આજે હું તને બારમી રાશે બેઠોછું, માટે તને બારે દુઃખ ભોગવવું પડસે, તું સત્યવાદી રાજા હોવાથી હું તને પુછવા આવ્યોછું કે તું હમણા ભોગવીસ કે ઘડપણમાં ?

**चंदन**—માહારાજ, એ વાતનો ઉત્તર હું મારી પ્રીયાને પુછીને કહુંછું.

**सनीदेव**—સારૂં રાજા, સારૂં.

**चंदन**—ઓ મારી પ્રાણપ્રિયા, હવે આપણે સનીદેવને શું જવાબ આપીએ !

**मल्यागरी**—સ્વામીનાથ. હમણા જે દુઃખ આપણા ઉપર પડસે તે સહન થસે, અને ઘડપણમાંતો રાઇ જેટલું દુઃખ પડસે

તો તે સુમેરી સરખું લાગસે, માટે જુવાનીમાંજ ભોગવી લઇએતો ઠીક, જુવો, મારોતો એવોજ વિચાર છે પછીતો આપની મરજી.

चंदन—હા પ્રીયા, ખરી વાત તેં કહી, મારો પણ એવોજ વિચાર છે, ત્યારે હવે હું એમજ કહુંછું.

**પરજ-ચોપાઇ.**

સત્ય કહુંછું સની માહારાજ, મારા શીરના છો તમે તાજ;
હમણા દુઃખ પડો હમપર, રાખનારછે સત્ય ઇશ્વર.
તેમાં કોઇનું જોર ન ચાલે, નીશ્ચે થાસે લખ્યું જે આ ભાલે;
માટે હુંતોરે બીતો નથી, સત્ય વાત કહુંછુંરે કથી.

सनीदेव—ઠીક, ઠીક, રાજા બહુ સારૂં હવે હું જાઊંછું.

चंदन—વારૂ દેવ, સુખેથી પધારો, તમોને મારા નમસ્કારછે.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ-રસ્તો.

પાં દ્રુવ દેશનો રાજા પુંડરીક પોતાનું લશકર લઇ ચંદનાવતી જીતવાને આવેછે.)

**અરહન્સ-રાગ.**

(અલેફ્સે તું યાદકર અલ્લાહકુ આદમ.) એ રાહ.

लशकर—ચાલોની સા ચાલો તમે લડવાને આ વાર.
મારી કાપી દુશ્મનોનો, કરીએ જઇ સંહાર—ટેક.

કોઇને મારો તેધ તબર, કોઇને તરવાર;
કોઇને મારો તીર ભાલા, કોઇને કટાર—ચાલોની.
થઇછે સામા સામી હવે, થાઓની હોંશીઆર;
પકડોને જાવો પકડો હવે, કરવો શો વીચાર—ચાલોની.
વજાડો વાજા જંગના, મારી કરો બેજાર;
ફતેહ સદાછે આપણી, ને દુશ્મનોની હાર—ચાલોની.
ચઢીને કીલ્લા ઉપરે, દરવાજા તોડો યાર;
જઇને શેહેરમાંહી લુટો, હાટને બાજાર—ચાલોની.

(રાજા પુંદરીકના સરદારને રાજા ચંદનનો દ્વારપાળ મળેછે અને વાતચીત થાયછે.)

सरदार—અએ દ્વારપાળ, તારા રાજા ચંદનને જઇને કહે કે મારી સાથે લડાઇ કરે, નહી તો શેહેર મુકીને ચાલ્યો જાય એવો મારા રાજા પુંદરીકનો સંદેસો કહે?

द्वारपाळ—વાહ સરદાર! વાહ! બહુ બડાઇની વાતો કરવા માંડીછે, તમારૂં મોત આવ્યું છે કે શું?

सरदार—ઓ મુરખ, અમારૂં મોતતો આવસે ત્યારે, પણ કેહેતો હોયતો. તને હમણા મજા બતલાવું?

द्वारपाळ—અરે ઓ મચ્છર, તું મને શું મજા બતાવશે, હું કેવાં કેવાં શેહેર ફર્યોછું તે તું સાંભળ? શેહેર આગ્રા, ઇંદોર, કાનપુરને કાશી; દીલ્લીને લખનો વળી દતીઆને જાંસી; કલકત્તા, બંગાલા મદ્રાસ અને હફસાન; તુર્કને

તાતાર દેશ; કાબુલે, ઇરાન, ફ્રાન્સ અને પૅરીસ, વળી રૂશીઆ, લંડન; કચ્છ, સીંધ, ચાંદબીનું નગ્ર, ને ઉજ્જન; જેપુર, જોધપુર, જુનાગઢ, ઇંદોર, થઇ, નાશક, પુના' સેતારાથી આવ્યોછું અહીં. એવાં એવાં તો હું હજારે શેહેર ફર્યોછું. હું કેવો સીંહ જેવોછું ત્યારે તું શીયાલનું શું ચાલનારછે! (સરદાર તેને મારવા જાયછે અને દ્વારપાળ બુમ પાડતો નાસી જાયછે.)

# પ્રવેશ ૫ મો.

## સ્થળ-ચંદનની દરબાર.

(પ્રધાન દરબારીઓ વિદુષક વગેરે બેઠેલાંછે અને રાજા આવેછે.)

चोपदार—રાજા ધીરાજ ચંદનરાય માહારાજને ઘણી ખમાં.

विदुषक—વિદુષક માહારાજને ઘણી ખમાં.

चंदन—પ્રધાનજી, આજે મારૂં ડાબું અંગ અને ડાબું નેત્ર ફરકેછે એતે શું!

प्रधान—માહારાજ, એ માહા અપસુકન છે. આજ મને પણ ઘેરથી આવતા હરણ દાબા ઉતર્યાં હતાં, ભૈરવ કલકલતી હતી, સામેથી લાકડાંનો ભારો મળ્યો હતો, વળી ધોબી મેલાં કપડાં લઇને જતો હતો, એવાં એવાં માહાં સુકન થયા હતાં; માટે આજ ઇશ્વર જાણે શું ઉત્પાત થવાનો છે, તે કાંઇ હું કહી શકતો નથી. (એટલામાં દ્વારપાળ આવેછે.)

## ગીલા-મશનવી.

(અરે ઓ પરી સબ્જ ઓ બેહયા.) એ રાહ.

द्वारपाळ—ફરીઆદ ફરીઆદ છે રાયજી,
લડવાને રાય પુંદરીક આવ્યો સહી—ટેક.
છે અગણીત લશ્કર નહી જેનો પાર;
તે આવીને ઉભોછે કીલ્લાની બાહાર—ફરીઆદ.
બહુ બુમો પાડેછ મચાવે છે સોર,
જણાવેછે પોતાનું જબરૂ એ જોર—ફરીઆદ
કહું મુજને કર તારા રાજાને જાણ,
મુકી નગ્ર બાહાર લઈ નીકલે પ્રાણ—ફરીઆદ.
તે માટે માહારાજ થાઓની તૈયાર,
કરો હુક્મ લશ્કરને લડવા આ વાર—ફરીઆદ.

विदुषक—(ટટાર થઇ) અરે હું કેવો લડનાર બાહાદરછું ? (બોલી રહયા પછી ખાસદાર આવેછે.)

खासदार—ગરીબ પરવર, આપણી નવી ઘોડસાળ એકાએક તુટી પડી ! ને બધા ઘોડા દબાઇ ગયા, તેમાંથી કેટલાએક જખમી થયા છે, અને બાકીના મરણ પામ્યા છે !

विदुषक—ઓ મોહોકાણ! સનાનના સમાચાર લાવ્યો કે ?

चंदन—(ઉતરીને) વારે દૈવ. તારી ગતીનો કાંઇ પારજ નથી ! વારે સમો પણ હોય, આવા સમાંમાં જે ધીરજ ધરે તેજ

ધીર પુરૂષ કહેવાય, માટે ધીરજ હું કેમ મુકું! પ્રધાનજી! તમો લશ્કર લઇને કીલ્લા ઉપર જાઓ! હું મેહેલમાં જઇ હમણા આવુંછું!

**विदुषक**—હું પણ ત્યારે મારા ઘરમાં જઇને આવુંછું.

**प्रधान**—બહુ સારૂ માહારાજ, જેવી આપની આજ્ઞા.

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ-રસ્તો.

(પ્રધાન વિચાર કરેછે એટલામાં દ્વારપાળ આપેછે.)

**प्रधान**—ઓ ઇશ્વર! આ એકાએક લશ્કર ચઢી આવ્યું, હવે તે હું શું કરૂં! (દ્વારપાળ પછાડીથી આવીને કહેછે.)

**द्वारपाळ**—ઓ પ્રધાનજી! તમે ગભરાવછો સાને માટે! ચાલો ચાલો, જલદી! હું આવો શુરવીર તમારી સાથે છતાં શું ફીકર છે!

**प्रधान**—અરે મુરખ, હું તો મારા વીચારમાં પડયોછું, અને તને મશકરી સુજેછે.

**द्वारपाळ**—ઓ પ્રધાનજી, એ માટે વિચાર સાનો કરવો હતો! અરે હું કેવોછું!

### બેત.

મારે તેની પાછળ ચાલું, ભાગે તેની આગળ થાઊં;
કદી લડાઇ શરૂ થઇતો, બુમો પાડી નાસી જાઊં.
પુર્વમાંથી બુમ પડેતો, પશ્ચીમ દીશામાં ઉભો રહું;
દક્ષીણમાંથી આવે લશ્કર, તો હું વાટ ઉત્તરની લઊં.
માંખી મારૂં પાંખો તોડું, દાંતે માખણ ચાવી ખાઊં;
સો મુકીથી પાપડ ભાગું, એવો રજપૂત હું કેહેવાઊં.
નાના બાળક બુમો પાડી, રડતા હોયતો કદી ન બીઊં;
તરસ વધારે લાગી હોયતો, બેચાર લોટા પાણી પીઊં.

द्वारपाळ—અરે આવો હું પેહેલવાન, તમારી સાથે છતાં તમો શામાટે બીઓછો ?

प्रधान—અએ દુષ્ટ, આવા સમામાં તું પણ કઠણ શબ્દ સંભળાવેછે હું જાણુંછું કે તું તે દુશમનનો મેલાપીછે, માટે જા અહીંથી ? નહીતો આ તરવારથી તારૂ માથું કાપી નાંખીશ ?

## પ્રવેશ ૭ મો.

### સ્થળ–રાજમેહેલ.

(રાજા ચંદનને કચેરીમાંથી આવતાં અસુર થવાથી મલ્યાગરી દાસીને પુછેછે એટલામાં ચંદન આવેછે.)

मल्यागरी—દાસી! દાસી! (દાસી આવેછે.)

दासी—બાઇસાહેબ શી આજ્ઞાછે!

मल्यागरी—જોની હજુ સુધી મારા પ્રાણનાથ કચેરીમાંથી કેમ નથી આવ્યા! (ગભરાઇને) અરે! આજે મારૂં જમણું અંગ કેમ ફરકે છે! રખેને કાંઇ અપસુકનની નીશાનીતો ન હોય!

दासी—બાઇસાહેબ, ધીરજ ધરો તે હમણા આવતા હસે; અરે! જુવો! જુવો! પેલા સામેથી આવેછે.

मल्यागरी—(આલીંગન કરેછે) કેમ પ્રાણનાથ! તમને કચેરીમાંથી આવતા આટલી બધી વાર લાગી!

चंदन—પ્રીયા, આપણો દીવસ હવે ઉલટો આવ્યોછે! આપણા કીલ્લા ઉપર લશ્કર એકાએક ચઢી આવ્યું છે, માટે હું ત્યાં જાઊંછું.

मल्यागरी—(રડીને) અરેરે પ્રાણનાથ! આતે શું થયું! અને હવે તે શું થશે!

चंदन—પ્રીયા, તું શોક શા માટે કરેછે, જરા ધીરજ ધરો, ઇશ્વર ઉપર ભરોસા રાખ કે તે આપણને સહાય કરસે.

मल्यागरी—અરેરે પ્રાણનાથ! આ શેહેરનું ગમે તેમ થાઓ! પણ હું તો તમને નહી જવા દઊં!

चंदन—પ્રીયા તું તો છેક ઘેલી થઇછે. (પોતાની સ્ત્રીને દીલાસો આપી જાયછે.)

## પ્રવેશ ૮ મો.

### સ્થળ-આગલું જંગલ.

(રાજા પુંદરીકનું લસ્કર ગાતું ગાતું આવેછે.)

### ઝીંઝોટી-દાદરો.

(વીદા થાવો, વીદા થાવો રાજ શ્રી માટે) એ રાહ.

लश्कर—સુરાજન તનમનથી સૌ ચાલો,
શત્રુઓને આપણે, મારી ફાડી કાઢો—ટેક.
હીમત રાખજો સૌ, અસુરને હંફાવીએ બહુ;
શું એનીછે મગદુર, હીંમતે લલકારો—શુરા.
કીધાંછે આપણે હેરાન, લઇશું ચંડાલોના પ્રાણ;
આ તરવારે કાઢી જાન, ભાલા ભચ મારો—શુરા.

## પ્રવેશ ૯ મો.

### સ્થળ-પાછલું જંગલ.

(પુંદરીકનું લસ્કર ગાતું ગાતું આવેછે.)

### અંગ્રેજી રાહ.

लश्कर—ચાલો શુરવીર ધરવી નહી ધીર, (એ)
મારસું તાંકી તાંકીને ખુબ તીર, (બે)
દુશમનોના ઉરાડસું શીર—ચાલો.

(ચંદન પોતાના કીલ્લામાં લશ્કર લઈ ઉભોછે ત્યાં રાજા પુંદરીક આવી લડાઇ કરવાને કેહેવું.)

## બેત

**पुंदरीक**—મુકી કીલ્લો બાહાર, આવની રાજાચંદન તું;
સ્ત્રી સરીખો છુપી રહોછે, આ કીલ્લામાં તું શું!

**चंदन**—સાંભળ ઓ દુષ્ટ પુંદરીક, તું ગર્વ ના કર લગાર;
ગર્વ તારો ઉતારસે, મારી આ તરવાર.

**पुंदरीक**—એવી હીમ્મત રાખેછે તો, જો તું મારૂં જોર;
એક પળમાં પોંહોચાડું, જ્યાં છે નર્કમાં ઘોર.

**चंदन**—મારા જોરને અયે પાપી, તું ભુલી ગયો આજ;
હજારોવાર રણમાંહેથી, નાહાઠોતો શું નથી આવતી લાજ?

**पुंदरीक**—વ્રેદલ સરીખો બકી રહયોછે, મોડેથી શું બોલ?
કરની ઘાવ આ સર્વે દેખતા, ઉતારૂં તારો તોલ.

**चंदन**—ઓ મુરખ શું બકી રહયોછે, લે હવે સંભાલ;
હમણા મોકલું યમપુરીમાં ને આણું સૌનો કાળ.

(લડાઇ થાયછે અને ચંદનરાજાનો પરાજય થાયછે.)



# અંક ૨ જો—પ્રવેશ ૧ લો.

## સ્થળ-કટ જંગલ.

(રાજા ચંદન, મલ્યાગરી, સાએર, અને નીર, એ ચારેનું આવવું
અને ઇશ્વરની પ્રાર્થના કરવી.)

## ભયેરવી—મુતેજાદ.

(દીલકે દેનસે કીસારા મુજે ઇનકાર નહી.) એ રાહ.

ઓ પ્રભુ શું કર્યા પુર્વે હમે પાપ ભારી,
આ શી ગતી હમારી;
દીનના દયાલ હમપર આંખ ફરી કેમ તારી,
આ શી ગતી હમારી;
શરણે આવે તેને તો મરણ ન હોય સ્વામી;
તું તો છે અંતર જામી;
ભગતવછલ તું તારું બદતો જરા જો વીચારી,
આ શી ગતી હમારી;
દ્રોપતીના ચીર પુર્યાં ગજની તેવારે કરી,
અજામેલ તાર્યો હરી;
વીદુરની ભાજી જમ્યા ઉગારી અલ્યા નારી,
આ શી ગતી હમારી;
ક્યાં મારો દેશને ક્યાં રાજને ક્યાં સુખ મારા,
ફરવું ક્યાં આ વનમાં;
ત્રાહેરે ત્રાહે હવે સાહે થાજે તું મુરારી,
આ શી ગતી હમારી.

**सायेर अने नीर**—(કરગરીને) ઓ મારા વાહાલા માત પીતા! અમોનેતો પાણીની ઘણી તરસ અને ભુખ લાગીછે! માટે ગમે તેમ કરી, અમોને અન્ન પાણી લાવી આપો. અગર જો અન્ન પાણી નહી લાવી આપોતો હમારા પ્રાણ જતા રહેશે!

**चंदन**—(કરગરીને) અરે! મારા પ્યારા પુત્રો! માંરી આંખોનાં તારા! મારા સ્નેહી! અરે! અહીં કોઇ ઝાડ ઉપર ફળ ફુલ કાંઇ નથી! તેમ પાણી પણ આટલામાં દેખાતું નથી, અરેરે! હવે હું શું કરૂં! મારા બાપ! જરા ધીરજ રાખો, કેમકે તમો ડાહ્યા છો, આગલ ચાલો પાણી ઘણું મળસે!

**सायेर अने नीर**—વારૂ પીતાજી જેવી તમારી આજ્ઞા!

## પ્રવેશ ૨ જો.

### સ્થળ-રસ્તો.

(ચંદન, મલ્યાગરી, સાયેર અને નીરને પાણીની તરસ મટતી નથી તેથી કરીને ઘણા કરગરેછે, અને એ લોકોના જવા બાદ પ્રધાન અને વિદુષક દાખલ થાયછે.)

### પીલુ-ગજલ.

(કહું ક્યા ફલકકા સતાયા હુંમેં.) એ રાહ.

**सायेर अने नीर**—સાંભલો માત પીતા સુખ દાઇ;
તરસે કરી જાયછે કંઠ સુકાઇ—ટેક.

જો જલ આએ વખતે નહી આપો;
તો નહી પ્રાણ રેહે દેહે માંહી—સાંભલો.
બીજુ જે દુઃખ પડે તે સહીએ;
પણ આ દુઃખ નહી સહાયેરે કાંઇ—સાંભલો.
જોઇએ ત્યાં જઇ પાણી લાવો;
ચાહો હમારી જો કુશલાઇ—સાંભલો

## ભયેરવી-ગજલ.

(ઇશ્કમે તોરે કોહેગમ.) એ રાહ.

ચોરી કરી હમે તે શું, આ શું દીધું દુઃખ પ્રભુ;
પાપ તે અમથી શું થયું? આ શું દીધું દુઃખ પ્રભુ—ટેક.
પુત્રે હમારે તાઢ કે, તડકો કદી જોયો નથી;
તેનું પાણી બીન સુકે ગલું, આ શું દીધું દુઃખ પ્રભુ—ચોરી
ખબર નથી દીન રાતની, ચલાસે વનમાં તેથી કેમ;
કોમલ શરીરકે પ્રાયાનું, આ શું દીધું દુઃખ પ્રભુ—ચોરી.
ક્યાં તે હમારૂં રાજ સુખ, ક્યાં વીપત આવી પડી;
હાયે હવે હું શું કરૂં! આ શું દીધું દુઃખ પ્રભુ—ચોરી.
તુંને દયાળુ વેદ શાસ્ત્ર, ને રૂશી મુનીએ કહયો;
નીરદય થયો આવો કેમ તું? આ શું દીધું દુઃખ પ્રભુ—ચોરી.

**सायरे अने नीर**—વાહાલા માત પીતા! અમોને પાણીની તરસ બહુ લાગી—છ, પીતાજી! પાણી! પાણી! પાણી વના ગલું [illegible] માટે પાણી લાવી આપો!

**चंदन**—માહારા વાહાલા પુત્રો! તમો દાહયા થઇને મારા ઘાએલ થયેલા દીલને વધારે શા માટે દલગીર કરોછો! જરા આગળતો ચાલો ક્યાંએ પણ પાણી મળસે. (જાયછે)

**प्रधान**—(એખલો) અરેરે પ્રાણ દાતાર! ઓ સત્યના સ્તંભ! અરે માહારાજ! તમે ગયાને મને સાથે કેમ નહી લઇ ગયા! ઓ અન્નદાતાર ચંદન! મેં તમારૂં શું બગાડયું! હાય! હાયરે! હવે તમારોં વીછોડો મારાથી કેમ ખમાસે ઓ પ્રાણ! ધીક્કાર છે કે હજુ સુધી તમો શરીરમાં રહ્યાછો! અરે! નીકળી કેમ જતા નથી! હાયે! ચંદન! ચંદન ચંદન! (મુર્છા ખાઇ પડેછે એટલામાં વિદુષક દોડતો આવેછે અને ધાંધલ કરેછે.)

**विदुषक**— ગભરાઇને) અરેરે દોડોરે દોડો! પ્રધાનજીને એકાએક શું થયું! અરે હમણા બોલતા હતાને! મરી ગયા કે શું! (તેની પાસે બેસેછે અને પ્રધાનને હીલંવેછે અને પ્રધાન હોંશીઆર થાયછે.)

**प्रधान**—અરે વીદુષક, તે ક્યાંએ પણ આપણા રાજાને જોયા કે નહી?

**विदुषक**— (ખંખારીને) અરે માહારાજ, હું તો ગામે ગામ ને શેહેરે શેહેરે અને દેશો દેશ, ફરી વળ્યો પણ ક્યાંએ રાજાનો પત્તો મળ્યો નહી?

**प्रधान**—વિદુષક, હવે આપણને સત્યવાદી રાજા તે ક્યાં મળસે! માટે હવે આપણે શો ઉપાય કરવો?

विदुषक—પ્રધાનજી જુવો ઉપાયતો એકછે, તમો કરોતો કહું.

प्रधान—વીદુષક! કેહેતો ખરો! શુ છે!

विदुषक—તો સાંભળો, પ્રધાનજી, જો તમોને રાજાનો પત્તા મેળવવો હોયતો, આ સફેદ લુગડાં ઉતારીને ભગવા લુગડાં પેહેરો, પછી આ તમારા માથા ઉપરનું ચકરડું કાહાડી નાંખો. ઘેર બાહારને આગ લગાડો, બચ્ચાં કચ્ચાં મારી નાંખો, બાઇડીને સોનાપુર મોકલો. પછી આપણે ગામે ગામ અને દેશો દેશ અને જંગલે જંગલ ફરીએતો કયાંએ પણ આપણને રાજા મળસે.

प्रधान—વીદુષક! બહુ સારૂં ત્યારે, તૈયાર થા?

विदुषक—પ્રધાનજી, મારી તે ટ્યાં ખોટીછે? મારા તે કયા રડનાર કુટનારછે, જેછે તે તમારાજ છે?

प्रधान—ત્યારે વીદુષક ચાલ? ખોટી થવું નહી જોઇએ?

विदुषक—ત્યારે ચાલો? (જાયછે)

---

# પ્રવેશ ૩ જો.

## સ્થળ-બાગ.

(રાજા રામશીંગના બાગની અંદર રાજાચંદન. મલ્યાગરી, સાયેર. અને નીરનું આવવું, અને બાગની ઘણી સરસ રચના જોઈ પોતાના પીતા પાસે અંદર જવાની આજ્ઞા માગવી.)

### કલ્યાન-ગજલ.

(અજબ સનમકી અદાએ દેખી.) એ રાહ.

**सायेर अने नीर** —
જુવો પીતાજી નજર કરીને, બાગ આ સુંદર બન્યોછે કેવો;
સરવે જાતના ઝાડછે તેમાં. તરેહ તરેહનો ભર્યોછે મેવો-ટેક.
ચંપા ચંબેલી મોગરો મરવો, ગુલાબ આદી છે ફુલ જેમાં;
મન સુગંદીત સીતળ વાયુ, વહેછે મનડું હરાય તેવો—જુ૦
જેમાં ફરેથી માહા સુખ થાયે, જાય ટળી પળમાં દુઃખ દેહેનાં;
મુખે કહી નવ સકાય શોભા, ઇંદ્રના નંદન તેવોના જેવો—જુ૦
હમારા મનમાં છે એવી ઇચ્છા, બેહાથ જોડીને કહીએ છીએ;
એ બાગમાં બન્ને જઇએ ફરવા, પીતાજી હમને રજા જો દેવો-જુ૦

### ભયેરવી-ગજલ.

(મેં કબ તલક ઇસ તરાંહ પસેમાન રહુંગી.) એ રાહ.

**चंदन**—ન જાવ મારા પુત્ર, પરાયા તે બાગમાં;
શું કામછે ત્યાં આપણું, પરાઇ જાગમાં—ટેક.
કોઈ પકડી કરે કેદ, ત્યારે કરવું પછી શું;
દુઃખ આવી પડે ઉલટું, સુખના તે બાગમાં.—નજાય.
આવ્યો છે દહાડો ઉલટો, તમો જાણો છોરે વીર;

હાથે કરી પડોકાં, આવી બળતી આગમાં—નજાય.

सायेर अने नीर—પીતાજી! હમેતો એ બાગમાં જઇશું, ને જરા પાણી બાણીતો પીએ, કે જેથી જરા જીવને શાંતીતો થાય!

चंदन—ભલે જાઓ મારા બાપ, પણ કોઇ ફળ ફુલ તોડતા નહી હો!

सायेर अने नीर—વારૂ પીતાજી જેવી તમારી આજ્ઞા.

(એક ખુણામાં ચંદન અને મલ્યાગરી બેસેછે, નીર અને સાયેર પાણી પીવાને જાયછે, પાણી પીધા પછી નીચે પડેલા બે ફળછે, તેપર નજર પડવાથી તે લઇને ખાયછે, એટલામાં રાજા રામશીંગ અને તેની રાણી પ્રભાવંતી બાગમાં ફર-વાને આવેછે, બાગમાં ફરેછે અને છોકરાઓ ઉપર નજર પડેછે તે જોઇને રાજા રામશીંગ ઘણો આશ્ચર્ય પામેછે.)

रामशींग—એ સીપાઇઓ પેલા છોકરાઓ કોણછે? તેઓને મારી પાસે લાવો. પણ મારતા નહી હો! ફોસલાવી ને લાવો!

सीपाईओ—વારૂ ગરીબ પરવર. (ત્યાંથી સીપાઇઓનું જવું અને છોકરાઓને પુછવું) અએ છોકરાઓ? ચાલો? તમને અમારો રાજા બોલાવેછે?

सायेर तने नीर—(ગભરાઇને) અરે ભાઇ હમારૂં રાજા પાસે શું કામછે! કહોતો અહીંથી જતા રહીએ!

सीपाईओ—ઓ ભાઈ ખુશીથી આવસોતો સારૂં, નહીતો બાંધીને લઇ જઇશું.

सायेर अने नीर—ચાલો! ભાઇચાલો! જેવાં હમારા કીસ્મત!
(રાજા પાસે જાયછે.)

सीपाईओ—માહારાજ, લો આ બાળકો આવ્યા.

रामशींग—અએ છોકરાઓ, તમો કોણછો? અને તમે અહીંઆ કેમ આવ્યાછો?

सायेर अने नीर—(કરગરીને) પીતાજી! હમો ભીખારી છઇએ. હમોને તરસ લાગી હતી, તેથી આ બાગમાં આવ્યા, અને પાણી પીધું અને બે ફળ નીચે પડેલાં હતાં તે ઉપાડી લીધાં, એજ હમારી તકસીર, એટલા માટે હમોને સીપાઇઓ પકડી લાવ્યા.

रामशींग—પુત્રો કાંઇ ફીકર નહી કરસો, લો બીજા ફળ મંગાવી આપુછું (માળીને કહેછે) માળી? જા? થોડાએક મીઠાં સ્વાદીષ્ટ ફળો તોડી લાવ? (માળી ગયા પછી) અએ બાળકો તમે સત્ય કરી કહો કે તમો કોણના સંતાનછો? તમાર ચીન્હો ભીખારી સરીખાતો કાંઇ જણાતા નથી. તમારી સાથે કોઈ છે કે તમો એકલાછો? અને આ દેશમાં તમારૂ આવવું કેમ થયું?

सायेर अने नीर—પીતાજી હમો રાજા ચંદનના પુત્રો છઇએ, હમારૂં રાજ દુષ્ટ પુંડરીકે લઈ લીધું, અને હમારા પણ

મરણુની તૈયારી હતી, પણ ઇશ્વરની કૃપાથી હમારા માત પીતા, અને હમો બને ભાઈ મળી ચારે જણાં ભાગ્યાં અને બેચાર દીવસના ભુખ્યા તરસા અહીંઆં આવ્યા છઇએ હમોને એવી પણ ખબર નથી કે આ કયો દેશ છે?

**रामशींग**—(આશ્ચર્ય પામી) ભલે આવ્યા મારા પરમસ્નેહી! તમારે માથે આવું દુઃખ! (છાતી સાથે ચાંપીને) કયાં છે મારો વાહાલો ભાઇ ચંદન અને સતી મલ્યાગરી!

**सायेर अने नीर**—પીતાજી, તેઓ કાંઇ દુર નથી, તેઓ આ બાગની પાસેજ બેઠાં છે.

**माळी**—લો ગરીબ પરવર, આ ફળ લાવ્યો.

**रामशींग**—પુત્રો? લો? ખુબ પેટ ભરીને ખાવો? (છોકરાઓ ફળ ખાઇ રહયા પછી) ચાલો પ્રીયા પ્રભાવંતી, સત્યવાદીક ભાઇ ચંદન અને સતી મલ્યાગરીના દરશણ કરીએ, (જાય છે અને ચંદનને જોઇ આશ્ચર્ય પામીને) હો! ભાઇચંદન! આશો ગજબ!

**चंदन**—કોણ ભાઇ રામશીંગ! (બંને જણ ભેટે છે)

**रामशींग**—ભાઇ! મેં આપણા પુત્રોને મોડેથી સર્વે બનેલી વાત સાંભળી તે થકી મારી છાતી ફાટી જાય છે! પણ હોય એ વાત કંઇ આપણા હાથમાં છે, એનો જે શુખ અથવા દુઃખ થવું તેતો દૈવને આધીન છે, માટે જેવો સમો તેવી ધીરજ રાખો, અને ભાઇ આ રાજ પણ તારૂંજ છેની, ચોપદાર! આપણા નગરમાં રાજાચંદનની આણા ફેરવો કે આજ થકી સર્વે રૈયત રાજાચંદનના હુકમમાં વર્તે?

**चोपदार**—સારૂં માહારાજ જેવી આપની આજ્ઞા.

**रामशींग**—ચાલો ભાઇ ચાલો, મેહેલમા જઇ આ ભગવા વસ્ત્ર ઉતારી નાંખો. (જાયછે.)

# પ્રવેશ ૪ થો.

## સ્થળ-રસ્તો.

## કાફી-ગજલ

(બાહેર રામા ભીતર રામા.) એ રાહ.

**प्रधान अने विदुषक**—ક્યાં હવે ગોતીએ રાજાને ભાઇ;
ઇશ્વરે કીધી અંતે જુદાઇ—ટેક.
જોગી થયાને ભગવાંરે પેહેર્યાં;
તજી કુટુંબ સઘલી પ્રભુતાઇ—ક્યાં
દેશો દેશ અને જંગલે જંગલ;
ફરી ફરી આવ્યા છઇએ અહીં—ક્યાં.
સત્યનો સ્તંભ, ધર્મ વર્ત ધારી;
કયા મલસે એવો શુખદાઇ—ક્યાં.

**प्रधान**—વિદુષક! શેહેરે શેહેરે! અને જંગલો જંગલ ફર્યા! પણ ક્યાંએ રાજાનો પત્તો મળ્યો નહી! અરે! ફરતા ફરતા તો મારા પગમાં છાલાએ પડયાં અને મારાથી તો હવે ચલાતુ પણ નથી! માટે શો ઉપાય કરૂં!

**विदुषक**—(હસેછે) હાઃ હાઃ હાઃ દુનીયામાં સર્વે કોઇ પોતાનાજ

દુ:ખને રેડેછે, અરે! તમારા પગમાંતો છાલાજ પડ્યા પણ મનેતો માહ અશાદ રોગ થયોછે?

**प्रधान**—અરે વિદુષક કહેતો ખરો શું રોગ થયોછે?

**विदुषक**—જુવો ત્યારે સાંભળો, જો હું દોડું છું તો મને દમ ચડેછે; (હાંફેછે) અને હું ખાઉંછું ત્યારે મારૂં પેટ ફુલેછે, અને હું પાણી પીઉંછું કેની, ત્યારે મારા ગળામાં ગટ ગટ ગટ કરીને અવાજ થાયછે, હવે તમને દુ:ખ મોટું કે મને કેહોની વારૂ?

**प्रधान**—અરે એવું દુ:ખતો તનેજ પરવડે, અરે! વિદુષક, રાજ ગયું રાજાનો વીછોડો થયો, ઘર બાર, બચ્ચાં, છોકરાં સર્વે મુકીને આપણે અહીંઆ આવ્યા તોએ તારી ટેવ ન ગઇ કે હજી તું મશકરી કરેછે!

**विदुषक**—ખરૂં કેવું એમાં મશકરી શાની?

**प्रधान**—વિદુષક તારે હવે ચાલવું છે કે બકબક કરવીછે?

**विदुषक**—ચાલોની ત્યારે, અહીંઆ કોની ખોટી છે? જે છે તે તમારીજ. (જાયછે અને તરત સનીદેવ આવેછે.)

**બેત.**

**सनीदेव**—રાજભ્રષ્ટ ત્યાંથી કર્યો, મોકલ્યો વનમોઝાર;
અહીં આવી સુખ પામીઓ, તેથી અધિક નીરધાર.
હું અવલો ગ્રહ બેસીઓ, ને જો સુખ પામે રાય;
ત્યારે મારૂં માહતમ શું? માટે કરૂં કાંઈ ઉપાય.
રામશીંગના પુત્રને અહીંથી ઊચકી લઊં;
માયાનો બીજો રતનસીંગ કરી સુવાડી દઊં.

# પ્રવેશ ૫ મો.

## સ્થળ-રાજમેહેલ

(રતનશીંગ તથા સાયેર તથા નીર સુતાછે અને સનીદેવ બીજો રતનશીંગ બનાવેલો ત્યાં સુવાડે છે અને ખરા રતનશીંગને ઊંચકી જાયછે. સાયેર ઉઠેછે પછી રતનશીંગને ઉઠાડવા જાયછે, માયાનો રતનશીંગ નહી ઉઠવાથી પોતાના ભાઇ નીરને ઉઠાડેછે.)

**सायेर**—ઉઠ ઉઠ ભાઇ રતનશીંગ! સવાર થઇ! (રતનશીંગ ઉઠતો નથી) ઉઠ ઉઠ ભાઇ! આવી ઊંઘ તને કેમ આવીછે!-(મરેલો જોઇ નીરને કહેછે) ઓ ભાઈ નીર! ઉઠ ઉઠ! જો-ની રતનશીંગ કેમ બોલતો નથી! (નીર ઉઠેછે અને જોઇને આશ્ચર્ય પામેછે.)

**नीर**—ઓ ભાઈ! જુલમ થયો! આપણા કીસ્મત ફુટી ગયાં! રતનસીંગતો મરણ પામ્યો! તું અહીંઆ બેસ, હું આપણા માત પીતાને બોલાવી લાવુંછું.

(સાયેર બેસેછે અને નીર જાયછે અને પોતાના માતપીતાને તેડી લાવેછે.)

**मल्यागरी**—શુંછે દીકરા સાયેર?

**चंदन**—શુંછે ભાઇ?

**सायेर**—માત પીતા જુવોની રતનસીંગ કેમ બોલતો નથી!

**मल्यागरी**—ઓ પ્રાણનાથ! રતનશીંગતો મરણ પામ્યો!

**चंदन**—હા! મારી વાહાલી પ્રીયા! આપણે માથે મોટું કલંક બેઠું!
હવે આપણે રામસીંગને શું જવાબ દઇશું?

## ભયેરવી-મુસતેજાદ.

(અફ્સોસ તુજે કબરોંમે હીંયા કીસને સુલાયા.)

**चंदन**—શું ભાગ્ય જાગ્યું ઉલટું આવું હમારૂં આજ,
વાહેરે ઇશ્વર વાહે, વાહેરે ઇશ્વર વાહે,
કર સાહે તું આવી હવે, ગરીબના નવાજ—**ટેક.**
ઓ બાપ રતનસીંગ તેં હમને દીધો દગો,
હવે હમારી જગતમાં તે કેમ રેહેસે લાજ—**વાહેરે.**
આવીને કોઇ પુછસે, તો જવાબ દઇશું શું,
જવાબ દઇશું શું, જવાબ દઇશું શું,
કલંકમાં પેડું હવે, અવળું થયું કાજ—**વાહેરે.**
તું મરતા હમે ચારે જણા કેમ ન મુવા,
કેમ ના મુવા, કેમ ના મુવા,
આવા કઠણ સમામાં સત્ય રાખજે માહારાજ—**વાહેરે.**

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ-રસ્તો.

**सनीदेव**—વાહ! વાહ! હવે તાલ થીક થયો, હવે રાજા રામ-
શીંગના ગોરનું સ્વરૂપ ધારણ કરી, રાજા રામસીંગ પાસે

જાઉં, અને કહું કે તારા છોકરા રતનસીંગને રાજા ચંદને મારી નાંખ્યોછે, આવું કલંક બેસાડયાથી, રાજાચંદન જે હાલ સુખ ભોગવેછે, તેમાંથી તે બરતરફ થશે. હા! એ તાલ ઠીકછે, ચાલ જાઊં. (જાયછે.)

# પ્રવેશ ૭ મો.

## સ્થળ-આગલો મેહેલ.

(રાજા રામશીંગ વીચારમાં ઉભોછે ત્યાં સનીદેવ ગોરવું સ્વરૂપ ધારણ કરીને આવેછે.)

### બેત.

**ગોર**—આંધળો થઇને અરે ઓ રાજા શું ઉભોછે તું!
રતનશીંગને મારી નાંખ્યો ચંદને કહું છું હું.
**રામશીંગ**—અરે ગોર, શું ઘેલા થયા કે સ્વપનું આવ્યું આજ-
સત્યનો સ્તંભ જે ચંદન તેથી કેમ બને એ કાજ.
**ગોર**—સત્ય સત્યછે ઓ રાજા, સત્ય કહું છું બોલ;
ખોટું હોયતો માથું આપું એછે મારો કોલ.
**રામશીંગ**—કેમ તમોને ખબર પડી કહોતો ખરા લગાર;
બુદ્ધી તમારી ફરી ગઇ, કે મોત આવ્યું નીરધાર.
**ગોર**—દેવા આશીરવાદ ગયોતો, ચંદનને ત્યાં હું;
દરવાજાતો બંધ હતાં, ત્યાં કૌતક એક થયું.
ચીસ સાંભળી તારા પુત્રની મુજને થયો વીચાર;

દરવાજાની ફાટ માંહીથી મેં જોયું નીરધાર.
રતનસીંગના ગળામાં ફાંસો જોઇ હું નાઠો રાય;
ચાલ તું મારી સાથે તુજને દેખાડું હું ત્યાંયે.

# પ્રવેશ ૮ મો.

## સ્થળ-રાજમેહેલ.

(ચંદન, મલ્યાગરી, સાયેર અને નીર, તથા માયાનો રતનસીંગ છે, ત્યાં રાજા રામસીંગ તથા ગોર આવેછે અને ત્યાર પછી પ્રભાવંતી આવેછે.)

ગોર—(આંગળી કરી) જો રામશીંગ આ તારો પુત્ર.

રામશીંગ—(આશ્ચર્ય પામી) હા! હા! (મુર્છા ખાઇ પડેછે.)

ગોર—ઓ દુષ્ટ ચંદન! તને ભુંડે હવાલે રખડતો જોઇ, ને તારા ભાઇ રામશીંગને દયા આવી, ને તને રાજ સોંપ્યું ત્યારે ઓ પાપી! તેં તેના પુત્રનો ઘાત કીધો!

ચંદન—(નીસાસો મુકી) ભાઈ રામશીંગ, ગોર કહેછે તે બધુ ખરૂં છે, મારો દીવસ અવળો આવ્યો, અને મને કબુદ્ધી આવવાથી મેં તારા પુત્રનો ઘાત કર્યો છે, માટે તને ગમે તે મને સીક્ષા કર!

રામશીંગ—ભાઇ ચંદન, હું મારી પક્કી ખાતરીથી કહુંછું કે એ કામ તારાથી કદી બનેજ નહી.

## દોહોરા.

સમુદ્રમાં જાણે તજે, દગી સું મેરૂં જાય;
તોપણ ચંદન તુજથકી, કદી એ કામ ન થાય.
કીસ્મત તેનાથી કરી, પામ્યો મરણ એ તન;
દોરી તુટી ઉમ્રની, શોક ન કર તું મન.
આ બે મારા પુત્ર છે, સાગેરને વળી નીર:
રતનસીંગ પણ તેજછે સાંભળ ચંદન ધીર.

**सीपाइओ**—(બાજુ પર) અરે રાજાની તો મતી ફરી ગઇ. પુત્રનો વેરી જે ચંદન તેને આવા મીઠાં વચન કહેછે?

**२—सीपाई**—અરે રાજાતો ભોળોછે, એ ચારે જણાને પકડીને મારી નાંખો?

**३—सीपाई**—અરે જુવોછો શું, લો આ તરવાર?

**१—सीपाई**—અરે જલદીથી એના માથા ઉડાવી નાંખો? એ પાપીઓના મોડા જોવા લાયક નથી.

**२—सीपाई**—અરે વખત શું લગાડોછો પકડો જલદી?

**गोर**—(રાણી આવેછે તેને કહેછે) જુવો રાણીજી, આ તમારો પુત્ર, આ રાજાચંદને મારી નાંખ્યો.

**प्रभावंती**—હાય! હાય! મારા પુત્ર! (મુર્છાં ખાઇ પડેછે. પણ થોડા વખત પછી હોંશીઆર થઇ, પોતાના ખોળામાં રતનસીંગનું માથું મુકી ગાયછે.)

## પરજ-ચોપાઈ.

ઉઠો ઉઠોરે રતનસીંગ વીર, તુંને આવું ઘટે નહી ધીર
પુત્ર ઉઠની બેઠો થાને, આજ દુઃખડાં પડયાં તારી માને
ચંદન આશું કીધું તેં અધર્મ, એવું ધેડ કરે નહી કર્મ.
મારા પુત્રની કીધી તેં ઘાત, એ પાપી આ શો કર્યો ઉતપાત;
ફરતોતો વનમાં તું ભુંડે હાલ, દીધું રાજ અને કીધો ન્યાલ;
તેનો બદલો આપ્યો આજ, તુંને આવી કેમ ન લાજ;
પુત્ર તુજ વીન પ્રાણ આધાર, મારા જીવતરમાં છે ધીઃકર.
(મુર્છાંત થઇ જાયછે.)

रामशींग—ભાઇ ચંદન, હમણા સમો બીજોછે માટે થોડા દીવસ ફરી આવોતો ઘણું સારૂં. (મલ્યાગરીને કહેછે) ઓ સતી મલ્યાગરી! મેં તમારૂં અપમાન કર્યુંછે માટે મને શ્રાપ આપો! (રાજાચંદન, મલ્યાગરી, સાયેર અને નીર બધા ઉભા થાયછે અને ગાયન ગાયછે.)

## રાગ-માંડ

(તુ આ જાન જર તાલેબે દેદાર હું તેરા) એ રાહ.

પ્રણામ છે ભાઇ તને છેવટે પ્રણામ;
જાવું છું તજી પુત્રને આ જગાએ આમ—ટેક.
પ્રણામ કેજે માતને મુજ તાતને પ્રણામ;
પ્રણામ તખ્ત તાજ ક્ષત્રી જાતને પ્રણામ—પ્રણામ.
લ્યાનત છે જુઠા ગોરને તુજ દેશને તલાક;
તલાક છે આ મેહેલને મુજ વેશને તલાક—પ્રણામ.

### પ્રહસ્સ-ગજલ.

(અગર હમને દીલ સનમકું દીયા) એ રાહ.

**ચંદન**—જઇશું હવેછે આખરીના આપણે પ્રમાણ;
પ્રણામ રામશીંગછે, મુજ પાપને પ્રણામ—ટેક.
પ્રણામછે પ્રભાવંતી, માતા ઘણા ઘણા;
પ્રણામ ઇશ્વર કોપને, સંતાપને પ્રણામ—જઇશું.
પ્રણામછે આ નગ્રને, પ્રણામ લોકને;
સોસો ગણા સનીદેવના પ્રતાપને પ્રણામ—જઇશું.

## અંક ૩ જો—પ્રવેશ ૧ લો.

### સ્થળ--રસ્તો.

**સનીદેવ**—વાહ! વાહ! આ તાલ ઠીક થયો, હું અવલો ગ્રહ બેઠો અને રાજાચંદન સુખ ભોગવે તે મારાથી કેમ દેખી શકાય? હવે રાજા રખડતો થયો, હવે પેલા ગુફામાં રાજા રામશીંગના પુત્રને મુકયો છે તેને ત્યાંથી લઇ આવું, પછી જોઉં કે શું થાયછે? (જાયછે.)

## પ્રવેશ ૨ જો.

### સ્મશાનનું-જંગલ.

(રાજા રામશીંગ, દરબારીઓ, શેહેરના લોકો રતનસીંગનું મુડદું લઇને આવીને બેઠેલાંછે, અને ખરો રતનસીંગ ગુફામાંથી આવેછે, તે જોઇ બધા માણસો બીએછે કે ભુત આવ્યું.)

**बधा माणसो**—ભુત: ભુત: ભુત:

### બેત.

रामशींग—સેમા તારી આશ રહી, પુત્ર તું કેહેની વાત;
જેને કરીને પામીઓ, તું ભુતની જોની તાત.
તારા જીવની ગતી કરી, કેહેતે કરૂં આજ;
મારા પુત્રની આ દશા, શું કીધી માહારાજ.

रतनसींग—અરે! પીતાજી, તમે ઘેલા થયાં કે શું! અરે ભુત કેવું ને વાત શી!

रामशींग—અરે પુત્ર તું તો મરી ગયોછે, હમે તને બાળવાને માટે લાવ્યા છીએ, જો! આ ઠાઠડીમાં તારૂં શબ બાંધેલું છે.

रतनसींग—ઓ ઇશ્વર આ શું આશ્ચર્યની વાત! ઓ પીતાજી, મને લઇતો કોણુ જાણે કોણ ગયા, પણ સવારે ઉઠયો ત્યારે હું એક ગુફામાં પડેલો હતો, અને ત્યાં એક મોટો વીક્રાળ પુરૂષ આવ્યો, અને મારો પગ પકડીને ફેંકયો, ને હું અહીં આવીને પડયો, મુડદું શું ને વાત શી! લગાર હાઠડી છોડીને જુવોતો ખરા?

रामशींग—અરે ભાઇઓ આ કેવું કૌતક! ભાઇઓ લગાર ઠાઠડી છોડો આપણે તપાસી જોઇએ. (ઠાઠડી છોડેછે અને તેમાં મુડદુંજ માલમ પડેછે.) ઓ પુત્ર રતનસીંગ! આ તોહો-મતતો રાજાચંદન ઉપર આવ્યું હતું એટલા માટે મેં તેને શેહેર બાહાર કાડી મુકયો છે.

रतनसींग—(ગભરાઇને) ઓ પીતાજી! આ તમે શું અધર્મ કર્યું! ઓ પ્રાણુ! રાજાચંદન જે સત્યનો સ્તંભ, તેનું જવું સાંભળી

હજુ સુધી કેમ રહયા! ધીઃકારછે તમોને! (એમ કહી મુર્છાંગત થઈ જાયછે, અને રાજા ક્રોધ યુક્ત થઇ સીપાઇઓને કહેછે.)

रामशींग—સીપાઇઓ, એવો જે આપણો જાદુખોરો ગોર, કે જેને આવું કુકર્મ કીધું તેને બાંધીને લાવો? અને રાજા ચંદનની શોધ કાડો? જ્યાં હોય ત્યાંથી વીનંતી કરી પગે હાથે પડીને અહીંઆ લીઆવો?

(સીપાઇઓ જાયછે પણ રાજાચંદનનો કાંઇ પત્તો લાગતો નથી, પણ ગોરને બાંધી લાવેછે.)

गोर—(બુમો પાડતો)ઓ રાજા રામશીંગ, એગુન્હે મુજ બ્રાહમણની ઉપર આવો જુલમ માંડયોછે, માટે તારૂં સારૂં કેમ થશે!

रतनसींग—(શુદ્ધીમાં આવેછે અને પીતા સાથે વાત કરેછે.) ઓ પીતાજી! આ શું અધર્મ કરવા માંડયો છે? અરે એમા ગોરનો કશો વાંક નથી, એને છોડીદો? એતો અવળા ગ્રહના કામછે. (ગોરને છોડી દેછે અને સીપાઇઓને પુછેછે) અગે સીપાઇઓ, ચંદન છે કે નથી?

सीपाईओ—માહારાજ, અમો દશ કોસ સુધી જોઇ વળ્યા, પણ ક્યાંએ રાજાચંદનનો પત્તો મળ્યો નહી.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ-રસ્તો.

(રાજાચંદન, મલ્યાગરી, સાયેર, નીર, એ ચારેનું આવવું.)

चंदन—પ્રીયા, તું એવડી શોકાતુર કેમ જણાયછે!

मल्यागरी—ઓ પ્રાણુનાથ, આપણા લાડકવાયા પુત્રોના મુખારવીંદ જોઇ મારી છાતી ફાટી જાયછે, કે જેણે ટાઢ કે તડકો કદી જોયો નથી, તેમનાથી આ વનના કઠણ રસ્તામાં તે શી રીતે ચલાસે!

चंदन—હા! પ્રીયા હા! મારા ચીત્તને પણ એજ વિચારે રૂંધી લીધું છે, હા! દૈવ, હમેં તે તારી શી ચોરી કીધીછે કે અમારે માથે આવું દુઃખ!

सायेर अने नीर—ઓ મારા વાહાલા માત પીતા તમો આટલા બધા શોકાતુર શા માટે થાવોછે! આફત કાળમાં ધીરજ રાખીએ, અરે ગાંડા માણસની માફક શું બકોછો, ઇશ્વર ઉપર ભરોસો રાખો!

### કાફી-ગરબો

(કુંવરી કુંવર મારા લાડકા.)એ રાહ.

માત પીતા તમે શાંભળો, જે થવાનું તે થાય;
ધીરજ રાખોની મન વિશે, સાને કરો હાયહાય—ટેક.
રોહીદાસનેરે તારામતી, હરીશ્ચંદ્ર જેવો રાય;

શ્રાવણ સવાભાર કારણે, કાશી નગરે વેચાય—માતપીતા.
મોરધ્વજ માથે આવી બની, તે થયો નીરઉપાય;
કાશી નગરના ચોકમાં, અંગ આરે વેહેરાય—માતપીતા.
સોને માટે અકળાવછો, કરો ભજન સદાય;
ભગત ઓધારણ ભુધરો, કરશે કષ્ટનાં સાહે—માતપીતા.

चंदन—ઓ મારી આંખોના તારા, મારા દુઃખમાં ભાગ લેનારા પ્રીય પુત્રો, શાબાસ છે, જે આવા કઠણ સમામાં તમોને આવી ધીરજ!

सायेर अने नीर—પીતાજી, એવી ધીરજ રાખીએ તોજ ઇશ્વર સાહે કરે!

## प्रवेश ४ थो.

### સ્થળ-નદીનો દેખાવ,

(નર્મદા નદીના કીનારા ઉપર રાજાચંદન, મલ્યાગરી, સાયેર અને નીર એ ચારે જણા આવેછે અને ગડગડાટ, વીજળીના ચમકારા, પાણીના ઉછાળા, તોફાન વગેરે થાયછે.)

चंदन—ઓ મારી પ્રાણ પ્રીયા, આપણે હવે પેલેપાર શી રીતે જવું?

मल्यागरी—સ્વામીનાથ, મને ના પુછો, હું તો મારા વીચારમાંને વિચારમાં ગાંડી જેવી બની ગઇછું.

चंदन—ઓ મારી પ્રીય અર્ધાંગના એવા તે શું વિચારમાં તું પડી ગઇ છે? મને કહેતો ખરી!

## ઝીંઝોટી-ગજલ

(ગઇ એક બે એક ને હવા પલક,) એ રાહ,

ઓ પ્રભુ મુજપર એકાએક, આ સીતમ તે શું થયું?
મુજને ખબર પડતી નથી, કારણ નથી જાતું રહયું—ટેક.
શું પાપ પેલેભવ કર્યાં, જે આ દશા મારી થઈ;
વનમાં રખડતો હું થયો, વળી રાજયપણ મારૂં ગયું—ઓ.
પાણીનો લોટો હાથથી, કોઈ દીન ભરી પીધો નથી;
તો દુઃખ આ વનનું પ્રભુજી, મુજથી કેમ જાસે સહયું—ઓ.
પુર આવ્યું નર્મદાનું, પાણી બહુ ઉંચુ ચડયું;
ચારે જણાને પાર પેલે, શી રીતે જાવું રહયું—ઓ પ્રભુ.
કાંઇ ઉપાય કરૂં હવે, થા સાહે ઇશ્વર આજ તું;
તારા વીના આ જગતમાં, કોઇ બીજું મારૂં ન રહયું—ઓ.

**चंदन**—પ્રીયા, તું અહીં બેસ, હું આપણા પુત્રોને મારી ખાંધે બેસાડી, પેલેપાર મુકી આવુંછું, અને પછી તને લઈ જઇશ.

**मल्यागरी**—વારૂ સ્વામીનાથ, પાછા વેહેલા આવજો (છોકરાને ખાંધે બેસાડીને લઇ જાયછે, અને પેલેપાર મુકી પાછો વલત અધવચ મચ્છ ગળી જાયછે. ઘણો વાર થવાથી મલ્યાગરી વિલાપ કરેછે.)

## જીલા-ગજલ

(ઇસ આતશે ઉલફતને કયા આગ લગાદી.) એ રાહ.

આ વનમાં મુકી એકલી, મુજને પીયુજી ગયા;

જોતા તમારી વાટડી, આ દીનતો એ થયા—ટેક.
અબળાની જાત આશરા વીના તે શું કરૂં;
દીન દુઃખના હવે કાડવા, કહો કઇ પેરે રહયાં—આ વનમાં.
મુકાવ્યું રાજપાટ. દૈવ સર્વે સંપદા;
તોયે ધરીને ધીર, એવા જુલ્મ સૌ સહયાં—આ વનમાં.
હું મેહેલથી નીચે, કોઇ દીન નોતી ઊતરી;
તે વનના આ રસ્તા કઠણ, મને વેઠવાં પડયાં—આ વનમાં.
તોયે ન દેખી શકાયું તુજથી, વાહે ઇશ્વર વાહે;
આ દુઃખમાં હમને એક બીજાથી જુદા કર્યાં—આ વનમાં.

(એટલામાં નાયક નરપતીઆ વણજારાનું આવવું અને પોતાનો ચાકર જે તવો તેને કેહેવું.)

**वणजारो**—ઓ તવા, તવા.

**तवो**—આવુંછું હાહેબ? (આવેછે) કેમ હેઠ હું કામછે?

**वणजारो**—અરે જરા જોતો ખરો, આ નદીના કીનારા ઉપર કોણ રડેછે?

**तवो**—નારે હાહેબ હુંતો નહી જવાનો, એકતો મધરાત્રી, બીજુ હંધારૂં અને વળી જંગલ.

**वणजारो**—ઓ મુરખ કહીએ તે કામતો કરતો નથી, ત્યારે તુ તે હમારો ચાકર કે શેઠ?

**तवो**—હા, હેઠ, હું કાંઈ તમારે ત્યાં મરવાને વાહતે ચાકરી નથી રહેલો?

वणजारो—ઓ મુરખ, જઇને તેને પુછવું તેમાં તે શું બીએછે?
तवो —હો હાહેબ, બીજુ તમે કહો તે કામ કરૂં?

## બેત.

કહોતો કીલ્લો તોડી નાંખુ, પાહાડ ઉપાડી લવું;
સાગર સુકાવી નાંખુ, ને ઉલટાવી પૃથ્વી દઉં.
મચ્છર માખીને માકડો, ને મારી નાંખું હું;
ચાંચડ જુવો જવાથી, હુંતો ના બીઉં.
એવું જે ભારી કામ, તમે કહો તે કરૂં;
પણ આ સમે જોવા નદી કીનારે નહી જઉં.

वणजारो—ઓ મુરખ, તું શું મારી મસ્કરી કરેછે?

तवो—વાહ હાહેબ વા! હું તમારી મહકરી કરૂંછું! ના, ખરી વાત કહુંછું, કદી હું ત્યાં જાઉં, ને ત્યાં ભુત, યા પ્રેત, યા દાકણી, યા હાંકણી, યા પલીત, યા જીન, યા ચુડેલ યા દૈત, યા રાક્ષસ હોય, અને મને પકડીને મારી નાંખે તેમાં તમારૂં હું જાય? હું જાઉંતો મારા જીવનો જાય? તમારી વાતતો જુદી? હુંતો મારી બાયડીનો એખલો, માટે હુંતો જવાનો નથી.

वणजारो—(દમભરાવીને) ઓ બેલ તું શું મને ભોટબોટ જાણેછે, કે? ચાલ નીકલ અહીંથી?

तवो—લો તમારી નાકડી, ને નહી જોઇએ મને તમારી ચાકરી; આ ચાલ્યો (તવાનું ચાલી જવું અને વણજારાનું દોડીને પકડવું)

बणजारो—ઓ ગાંડા ચાલ્યો ક્યાં? હું તારી સાથે આવુંછું.

तर्वो—હે'! તો ચાલો હાબ આગળ આગળ, હું પાછળ પાછળ આવુંછું.

मल्यागरी—આવનમાં મુકી એકલી મુજને પીયુજી ગયા:
જોતાં તમારી વાટડી આ દીનતો બે થયા—ટેક.

(બન્નેનું ત્યાં જવું, અને મલ્યાગરીને રડતી જોઇ પુછવું.)

## બેહાગ-ગજલ.

(પહેલુમે ઝેરી નાગકુ હયે જાનકે પાલા.) એ રાહ.

તું કોણછે મુજને કહેની સાચે સાચી વાત;
નહીતો આ તરવારથી, થઇ જાસે તારી ઘાત—ટેક.
તું ભુત છો કે પ્રેતછો, એણુ યા દાકણી;
શું કામ આવીછો આવનમાં? આ સમે મધરાત—તું કોણછે.
શું દુ:ખછે જે આ સમે? રડવાને બેઠી તું;
છો એખલી તન આ ફકતને, વળી તું અબળાજાત—તું કોણછે.
શું નામ તારૂં ગામ કયું, તું જાતની છો કોણ?
મુકી શરમ કેહેની મને, ભાંગે મારી ભ્રાંત—તું કોણછે.
મનમાં તું તારા લાવતી, નહીં વેહેમ યા જરા;
તું તોછો બેહેન માહેરી, જાણ મુજને ભ્રાંતતાત—તું કોણછે.

## બરવા-ઠુમરી.

(હમકુ છાંડ ચલે બન માધુ.) એ રાહ.

मल्यागरी—શું રે કહું મારા દુ:ખડાની વાતો,
તુટીરે પડે આસમાન હો ભાઈ—ટેક.

ભુત નથી ને પ્રેત નથી હું.
ડાકીણી શાંકીણી નહી કોઇ આંહી;
દુઃખની મારી વીજોગણ છઊં હું,
બીતો નહી મનમાં તું કાંઇ—શું રે.
ચંદનાવતી નામે છે નગરી,
રાજા ચંદનની જે નવાઈ;
હું રાણીછું તેની ભાઇ,
ખોટું નથી કેહેતી એક રાઇ—શું રે.
મલ્યાગરી છે નામ તે મારૂં,
સાયેર નીર બે પુત્ર સવાઇ;
રાજ ગયું ને વનમાં નીકળ્યાં,
જોજો કીસ્મતનીરે બુરાઇ—શું રે.
ફરતા ફરતા અહીં આવીઆ,
પુર ચડયું તું આ નદી માંહી;
તેમાં તણાયા ત્રણે પ્યારા,
કરી નાંખી દૈવેતો જુદાઈ—શું રે.

## દોહોરા.

वणजारो—ઓ બાઇ કેહેની મને, બાહાર કેમ રહી તું;
એ ત્રણ જળમાં વહયાં, તેનું કારણ શું.
मल्यागरी—(રડતા રડતા)તુજ આગળ સર્વે હવે, સત્ય કહું છું વાત;
આવ્યા આ નદી ઉપરે, હમે ચારે જણા તાત,

પુર નદીનું જોઇને, મુખથી બોલ્યા રાય;
નદીપાર જવા તણો, સાંભળ પ્રીયા ઉપાય.
ખાંધે બેશાડી પુત્રને મુકી આવું પેલે પાર;
પછી તુંને લઇ જાવું હું એછે મારો વીચાર.
મેં કહયું સ્વામી ઠીકછે, હું બેઠીછું આંહે;
આવો જલદી મુકીને, રોકાતા નહી કયાંહે.
હા કહીને મુજને ગયા, દીન થયા બે આજ;
હું અબળા ઇહાં એકલી, રેહેશે કેમ હવે લાજ.

**वणजारो**—બેન તું ચીંતા મુકીદે, મારી સાથે ચાલ;
ખા પી પ્રભુનું ભજન કર, થાસે સાહે દયાલ.
જો જીવતા નીકળ્યા હશેતો, મળસે કોઇ દીન;
એ નહી આપણા હાથમાં, વાત એ દૈવ આધીન.

**मल्यागरी**—(રડતા રડતા)બનવાનું હતું તે બન્યું, ચાલ આવું છું ભાઇ

**वणजारो**—ભાગ્ય હમારા જાગ્યાં, ચાલો પધારો બાઇ. (જાયછે)

(મચ્છી મારો વાહાણ લઇ આવે છે, અને જાળ નાંખે છે તેમાં એક મોટું જબરજસ્ત મચ્છ આવેછે તેને લઇને કીનારે આવેછે, મચ્છને ચીરવું અને રાજાચંદનનું માંહીથી નીકળવું, અને મચ્છી મારોનું ગભરાવું.)

## સોરઠ—ઠુમરી

(રાજ મને નીકોલાગે થારો દેશ.) એ રાહ.

**मच्छीमार**—કેહેની આ ભાઇ મને કોણ છો તું,

ગામ કયું ને નામ શું તારૂં ? સત્ય કહે સાંભળું હું—ટેક
તેજસ્વી તું છો મોટો, આતે ગતી તારી શું—કેહેની.
શું કારણ એવું આવી બન્યું જે, જળમાં પડવું થયું—કેહેની
આ મચ્છે તો ગળ્યો હતો, તુજને હું સાચું કહું છું-કેહેની.

## કાલીંગડા—ગજલ.

(ફીરાતા હએ હમે કાંહાં કાંહાં.) એ રાહ.

चंदन—ઓ મારા પ્રાણ દાતા, કહું શું વાત હું મારી;
જો સાંભલસો તમે મારી વાત, નહી રહે છાતી સ્થીર તારી--ટેક.
નગર ચંદનાવતી નામે, ત્યાંનો રાજા ચંદન હું;
ગયું જ્યારે રાજ નીકાળ્યો બાહાર, લઇ બે પુત્રને નારી-ઓ મારા.
મહા દુઃખ વેઠતાં ફરતાં, આવ્યા નર્મદાને તીર;
ગતી માહા દૈવની ઘેરી, ચઢયું તું પુર ત્યાં ભારી—ઓ મારા.
બેસાડી ઇસ્ત્રીને મેં ત્યાં લીધા બે પુત્રને ખાંધે;
મુક્યાને તીર પેલેપાર, ડુબ્યો હું મધ્યવારી—ઓ મારા.
રહયા ક્યાં પુત્રને કયાં નાર, હું ક્યાં ઉદ્રમાં મચ્છના;
કરૂ શું હું હવે કયાં જાઉં, મલે કયાં પુત્રને પ્યારી—ઓ મારા.

मच्छीमारो—ઓ રાજા ! જે બનવાનું હતું તે બન્યું હવે ખેદ કર્યાથી શું થાય ? અને એવું નિશ્ચય જાણજે કે તું જયારે આવી આફતમાંથી બચ્યો ત્યારે તારી સ્ત્રી તથા પુત્ર પણ કુશળ હસે, ને કોઇ દીવસ પણ તને મળસે, માટે ચાલ હમારે ઘેર, ખા, પી, પ્રભુનું ભજન કર.

चंदन—વારૂ બહુ સારૂં, ચાલો ભાઇ ત્યારે ! (મચ્છીમાર સાથે જાયછે.)

## પ્રવેશ ૫ મો
### સ્થળ-રસ્તો.

(સનીનું આવવું અને ભાષણ કરવું.)

सनीदेव—બધું કામતો ઠીક થયું, રાજાચંદનનું રાજ પણ ગયું મલ્યાગરી વણજારા સાથે ગઇ, અને રાજા ચંદન જે નીચમાં નીચ મચ્છીમાર તેને ઘેર ગયો પણ હજી એક કામ બાકી રહી ગયુંછે, કે જ્યાંસુધી બન્ને ભાઇઓ છુટા પડે નહી ત્યાં સુધી એમના ઉપર પુરૂ દુઃખ પડયું કેહેવાય નહીં; માટે કાંઇ પણ તજવીજ કરી બંન્ને ભાઇઓને છુટા પાડું તોજ મને શાંતી થાય.

## પ્રવેશ ૬ ઠો.
### સ્થળ-જંગલ.

(નીર અને સાયેરનું આવીને ગાયન ગાવું, અને નીરને તરસ લાગવાથી ભાઇની પાસે પાણી માંગવું, સાયેરે તેને બેસાડીને પાણી લેવા જવું, નીરનું સુઇ જવું, સનીદેવનું આવવું, સર્પને બોલાવીને નીરને દંસવાનુ કેહેવું, સર્પે નીરને દંસ દેવો, નીરનું મરણ પામવું, સાયેરનું પાણી લઇને આવવું, ભાઇને મરણ પામેલો

જોઇ રૂદન કરવું, ને ત્યાંથી ઉઠીને શેહેરમાં
જઈ અગ્નિસંસ્કારનો સામન લેવાને જવું.)

## ચીલુ-ઠુમરી.

(કભુ હોતે ખુશી, કભુ હોતે ખફા.) એ રાહ.

सायेर अने नीर—ઓ ઇશ્વર તેં આ શું કર્યું,
હમો બન્ને જણા જઇએ તે ક્યાં—ટેક.
રાજ ગયું ને થયા રખડતાં,
મા બાપથી વળી જુદાં કર્યાં—હમો બન્ને.
નથી જોયો હમે ટાઢકે તડકો,
આ દુઃખ અમથી કેમ જાસે સહયાં—હમો બન્ને.
ઓ દૈવ આવો સમો તે દેખાડયો,
એવાં તે પાપ અમથી શું થયાં?—હમો બન્ને.

## જોગીયા—આસાવરી.

(લેલી લેલી પોકારૂં મેં બનમે.) એ રાહ.

सायेर अने नीर —કર્યો આશો ગજબ હમ ઉપર, અરે ઇશ્વર ઇશ્વર ઇશ્વર;

રાજ સુખ મુકાવ્યું હમારૂં હમે શું રે બગાડયું તારૂં;
લાવની તું દયા દીલ અંદર, અરે ઇશ્વર ઇશ્વર ઇશ્વર.
આ ભયંકર જંગલછે ભારી, નથી સુજતો રસ્તો મોરારી;
ફરી આવી કેમ તારી નજર, અરે ઇશ્વર ઇશ્વર ઇશ્વર.
સર્પસીંગ ફરેછે બહુ આંહીં. કાંટા ભોકાયછે પગમાંહી;

દેહ ધ્રુજે હમારી તો થરથર. અરે ઇશ્વર ઇશ્વર ઇશ્વર.
અરજ સાંભળી દાસ તારાની. દયા લાવીને કર મેહેરબાની;
પ્રભુ સાહે તું આવી હવે કર. અરે ઇશ્વર ઇશ્વર ઇશ્વર.

## કાલીંગડા—ઠુમરી.

(મોરી અંખીઆ ફરકન લાગી.) એ રાહ.

नीर—લાગીછે તરસ ભાઇ પાણી પા.

લગાડમાં તું વખ્ત જરા ટેક.
કંઠ સુકાયે જીવડો જાયે.
માટે તુકાં ખોટી થા—લાગીછે.
જો નહી હમણા પાણી મળેતો.
પ્રાણ જશે તું જલદી જા—લાગીછે.
આંહીં નથી કોઇ આપણું બીજું,
તુંજ માતને તુંજ પીતા—લાગીછે.
પાણી લઇને જલદી આવજે,
દોડ ભાઇ તું વેહેલો થા—લાગીછે.

नीर—ઓ ભાઇ સાયેર મને ઘણીજ તરસ લાગીછે! જો જરાવારમાં પાણી નહી મળેતો મારો પ્રાણ જસે! માટે જલદી પાણી પા!

सायेर—ઓ મારા પ્રીય બંધુ! આટલામાંતો કાંઇએ પાણી દેખાતુ નથી, માટે આ ઝાડને છાંયડે બેસ, હું ગમે તેમ કરી હમણા પાણી લાવું છું.

नीर—વારૂ ભાઈ! જલદીજા, પાણી લાવ, હું અહીંઆ બેઠોછું

(સાયેર પાણી લેવા જાયછે અને નીર સુઇ જાયછે સનીદેવ સર્પને બોલાવેછે અને સર્પ ખુશ મીજાજથી નાચી તેને દંસ દેછે, નીર મરણ પામેછે અને એટલામાં સાયેર પાણી લઇને આવેછે.)

सायेर—ઓ ભાઇ! ઊઠ ઉઠ! લે આ પાણી પી! (તે નહી ઉઠવાથી સાયેરે તપાસ કરવી અને સર્પનો દંસ નજરે પડવો.) અરે! હાય! હાય! આ તો સર્પના દંસથી મરણ પામ્યો હવે હું શું કરૂં!

(સિતાજીના મહિનાની રાહ.)

ભાઇ ઉઠની બેઠો થાને, લઇ આવ્યો પાણી હું;
મારા વાહાલા દેની જવાબ, સુતો સોડ તાણી શું—ટેક
પડયા વિખુટા માને બાપ, સુખ સર્વ ગયું;
આવા કઠણ સમામાં આજ, દગો મને દેછ તું—ભાઇ ઉઠ
આવી ઊંઘ ન કરીએ વીર, આગળ કામછે ઘણું;
આ રન વગડામાં આહીં, કોઇ નથી આપણું—ભાઇ ઉઠ.
જાગ જાગની જમણી બાંહે, હવે હું તે શું કરૂં!
તુંને ઘટે નહી જાવું વીર, મને મુકી એખલું—ભાઇ ઉઠ.

सायेर—ઓ નીર! નીર! અરે ઉઠ મારા બાપ! મા બાપ પુછસેતો હું શું જવાબ દઇશ! હા દૈવ તેં આ શું કર્યું! (મુર્છા ખાઇ પડી જવું, પાછું શુદ્ધીમાં આવીને કેહેવુ) હને

ભાઇને અગ્નિદાહ આપવો, અને મારી પાસે એક પઇસે પણ નથી હવે હું શું કરૂં! (એકાએક હાથની પોંચી નજરે પડવાથી તે જોઇને પોલશું) વારે દૈવ તેં આ સમામાં મારી પાસે આ પોંચી રેહેવા દીધીછે, એજ તારી કૃપા! ચાલ, હવે જાઉં, કફન લાવી ભાઈની ગતી કરૂં! હા! (જાયછે.)

(ગુરૂડ પક્ષીનું આવતું, નીરનું ઝેર ચુસી લેવું, અને નીરનું હોંશીઆર થઇને બેઠું થવું.)

गरुडपक्षी—અએ પુત્ર તું કોણછે? અને અહીંઆ કેમ આવ્યો છે? તુંનેતો સર્પે દંસ દીધો હતો, તે મેં ઝેર ચુસી લીધું, ત્યારે તું બેઠો થયો.

नीर—ઓ પક્ષીઓનાં રાજા? હું રાજાચંદનનો પુત્ર છું, અને દુ:ખનો માર્યો અહીંઆ આવ્યોછું.

गरुडपक्षी—અએ નીર આ મારી ચરક લે, કોઇ કુષ્ટી, યા પતીઅલને શરીરે લગાડસેતો સારૂં થશે? બીજું આ ઝાડના પોલમાં અજંન છે તે લે? અંધનીની આંખે લગાડસેતો તે દેખતો થસે, હવે હું જાઉં છું.

नीर—વારૂ, ગુરૂડજી જાવો, રામરામ છે, હું તમારો ઉપકાર જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણછે, ત્યાં સુધી ભુલનાર નથી. (ગુરૂડનું જવું, નીરનુ વીચારમાં પડવું અને ગમગીનીથી ગાએન કરવું.)

## જીલા-બરહન્સ-ગજલ.

(ખબર લેરે મશીયા તું કયાં હે.) એ રાહ.

नीर—અરે ઇશ્વર હવે જાવું કયાં હું;

જોઉં મુખડાં તે કયાં પ્યારાઓના હું—ટેક.

વિખુટો વાહાલાઓથી, કીધો મુજને;

એવા મેં પાપ પેલે ભવ કર્યાં શું—અરે ઇશ્વર.

નથી મળતો મને રસ્તો પ્રભુજી;

હવે જઇ કોને પુછું, કયાં પ્યારા હું—અરે ઇશ્વર.

(ત્યાં સનીદેવનું આવવું અને નીરને કેહેવું.)

सनीदेव—અએ છોકરા તું કોણછે? અને માહા અફસોસમાં કેમ પડયોછે ?

नीर—ઓ માહારાજ હું દુઃખનો માર્યો વનમાં આવ્યોછું, મારી સાથે મારો મોટો ભાઇ હતો તે પ્રભુજાણે કયાં ગયો, હવે તેને હું કયાં ગોતું અને કયાં જાઉં!

सनीदेव—અરે હાહા, મેં આ રસ્તે જતા એક છોકરાને જોયો તે તારા જેવોજ હતો, અને તે રડતો રડતો જતો હતો, તું આ રસ્તે જા, તે તને મળસે.

नीर—વારૂ ભાઇ નમસ્કારછે હું જાઉંછું. (જાયછે.)

सनीदेव—હવેતો ઠીક તાલ થયો, કામતો સતરઆના થયું.

(સનીદેવ ગયા પછી સાવેર આવેછે અને બોલેછે,)

सायेर—ઓહો! આતે શું આશ્ચર્યની વાત! મુડદું પણ પ્રભુ જાણે કયાં ગયું! વાહ દૈવ વાહ! (ગમગીનીથી રૂદન કરેછે.)

## આસાવરી—ગજલ.

(પડયોછું વીખુટો પ્રીયા વિજોગથી તારા. ) એ રાહ.

મુજને મુકીને એકલું નોતું જવું પ્યારા;
તનડું બળેછે માહેરૂં વીજોગમાં તારા—ટેક.
કયાં જાઊંને શું કરૂં કંઇ સુજતું નથી;
આવી દુઃખમાં કરની સાહે, વાહાલા ભાઇ તું મારા—મુજને.
રાજ પણ ખોયું પડયા, મા બાપથી જુદા;
એવી આગમાં બળતા ઉપર, મુકયા તેં અંગારા—મુજને.
તારા પેહેલાં મારૂં મૃત્યુ કેમ ન આવ્યું;
છાતીમાં સમાતા નથી, આ વેદના ભારા—મુજને.
આ કઠણ સમામાં તુજને ન ઘટે જાવું;
અરે પ્રભુ કયારે આવસે, આ દુઃખ તણા આરા—મુજને.

**सायेर**—વાહ દૈવ ? તારી અપાર લીલાછે, હવે વાણીઆને ત્યાં જઇને પેલી પોંચીતો લઊં, અને સામાન તેનો સ્વાધીન કરૂં. (જાયછે.)

# પ્રવેશ ૭ મો.

## સ્થળ-ઘર.

(સાયેર વાણીઆને ત્યાં આવેછે અને વાત કરછે.)

**सायेर**—ઓહો શેઠ, મુડદું પણ કોણ જાણે કોઇ જનાવર ખાઈ ગયા કે ઇશ્વર જાણે કયાં ગયું! તે માટે લો આ તમારો માલ અને મારી પોંચી આપો.

**वाणीओ**—હોય ભાઇ હસે, જે બનવાનું હોય તે હર બાને બનેછે, તેમાં કાંઇ આપણો ઉપાયછે! હવે રસોઇ તૈયારછે માટે પ્રસાદ લે, અને રાત્રી અહીંઆ રહી સવારે જજે.

( સાયેરે તેની વાત માની ત્યાં રેહેવું, મધ્ય રાત્રીએ વણીકે ચોર ચોર કરી બુમ પાડવી, ત્યાં સીપાઇઓનું આવવું, અને સાયેરને પકડીને બાંધવો, જમાદારે એક સીપાઇને રાજાને ત્યાં મોકલવો, સીપાઇનું જવાબ લઇને પાછું આવવું અને જમાદારને કેહેવું.)

**वाणीओ**—ચોર! ચોર! ચોર!

**सीपाइओ**—કયાંછે ચોર? ( વાણીઓ આંગળી કરી બતાવેછે અને સીપાઇઓ તેને પકડેછે.)

**सायेर**—ભાઇઓ, મેં કાંઈ ચોરી કરી નથી અને એ વિશે હુ કાંઇ જાણુતો નથી!

**जमादार**—ચોરી ન કરીતો શાવકારે શું અમથી બુમ પાડી હશે નહી? ( સીપાઇને પુછેછે) કેમ સીપાઇ રાજા પાસેથી શું હુકમ લાવ્યો?

**सीपाई**—જમાદાર, સાહેબ રાજાએ કીધુંછે કે એને ફાંસીએ લટકાવીદો.

**जमादार**—અએ સીપાઇ, જા પેલા ફાંસી આપવાવાલા ઢેડને તેડીલાવ?

( સીપાઇ જાયછે અને ઢેડને તેડી લાવેછે.)

ઢેડ—એ ગરીબ પરવર, આ બાપ તમારા ઢેડા આવ્યાછે,
હવે હું હુકમ દીયા ?

जमादार—અએ ઢેડ આ ચોરને ફાંસી આપ? એને વાણીઆને
ત્યાં ચોરી કરીછે.

ઢેડ—વારૂં હાહેબ બહુ હારૂં, જાઊંછું. (જાયછે)

# પ્રવેશ ૮ મો.

## સ્થળ-જંગલ

ફાંસીનો દેખાવ.

(ઢેડે સાયેરને ફાંસી પાસે લઇ જવો ત્યાં સાયેરે ગમગીનીથી
ગાયન કરવું.)

**પ્રાહન્સ-ગજલ.**

(હાય કયા બાતે હે, પ્યારે એ સુનાયા તુને.) એ **રાહ.**

**सायेर**—વાહે પ્રભુજી ગમી વાત આ કેવી તુંને;
દાસ તારાની જોઇએ સારતો લેવી તુંને—ટેક.
મુકાવ્યું રાજ સર્વે, સ્નેહીથી જુદો કર્યો;
આવી શું ધ્યાનમાં, તકસીર તે એવી તુંને—વાહે,
એકતો માલ ગયો, વળી હું ચોર ઠર્યો;
બેગુન્હે ન ઘટે આ ફાંસીતો દેવી તુંને—વાહે.
મારા દુઃખમાંતો હવે નથી રહ્યું કાંઇ બાકી;
બીહીતો નથી હું સજા દે ગમે તેવી તુંને—વાહે.

( ઢેડ તેના ગળામાં ફાંસો નાખેછે તેટલામાં જેદેવશા વાણીઓ આવેછે તેને અટકાવેછે. )

जेदेवशा—અએ રખેસરો, ખબરદાર? સા માટે આ ગરીબને ફાંસી આપોછો ?

ढेड—હાહેબ એક વાણીઆને ઘેર એને ચોરી કીધી, માટે ફાહી આપીએ છીએ મા બાપ.

जेदेवशा—અરે એને જો મુકી દેવાતો, હું મારા વાહાણમા બેસાડી, બીજે દેશ તેને લઈ જાઉં.

ढेड—વારૂ હાહેબ, લઇ જાવોતો ઘણું સારૂં, હમે પણ હત્યામાંથી છુટીએ. ( ઢેડે છોડી દેવો અને જેદેવશાએ સાથે લઇને જવું )

## અંક ૪ થો—પ્રવેશ ૧ લો.

### સ્થળ-રસ્તો.

सनीदेव—ઓહો! રાજાચંદન ઉપર દુઃખતો બહુ પડ્યું, કયાં રાજ અને કયાં જંગલમાં રખડતું, મલ્યાગરીનું વનજારા સાથે જવું રાજા ચંદનનું મચ્છી મારને ઘેર રેહેવું, નીરને સર્પ દંસવો સાયેર પર દુઃખનોતો કાંઇ પારજ નહી, હવે એના સાત વર્ષ પુરા થવા આવ્યાં, માટે પ્રથમ જેવું સુખ હતું તેના કરતાં સોગણું સુખ હું આપું તોજ હું સનીદેવ ખરો? માટે ચાલ હવે ત્યાં જાઉંછું. ( જાયછે. )

# પ્રવેશ ૨ જો.

## સ્થળ-દરબાર.

(જેદેવશાની સાથે સાયેરનું અચલાક પુરીમાં ઢોકલશીંગ રાજાની દરબારમાં જવું ને નમસ્કાર કરી બેસવું.)

ढोकलशींग—ઓહો જેદેવશા ભલે આવ્યા કેમ સારી પેઠેતો છોના ?

जेदेवशा—હા સાહેબ તમારી કૃપાછે તો હમે સદાએ ખેમ ખુશાલ છઇએ, પણ સાહેબ તમારે ત્યાં રાજાઓ કેમ ભેળા થયાછે ?

ढोकलशींग—અએ જેદેવશા, મેં એવું પન લીધુંછે કે, આ મારો ઘોડોછે, તેની ઉપર કોઇથી બેસાતું નથી, માટે જો એ ઘોડા ઉપર કોઇ બેસીને ફેરવેતો, તેને હું મારી પુત્રી પરણાવું, તે માટે આ રાજાઓને ભેળા કર્યાછે પણ કોઈથી આ ઘોડો ચાલી શકતો નથી, માટે મને મોટી દીલગીરી ઉત્પન્ન થાયછે.

(તે સાંભળી સાયેરે ઉભું થવું અને બે હાથ જોડીને બોલવું)

सायर—ઓ ગરીબ પરવર, તમારો હુકમ હોયતો હું ઘોડો ચલાવું.

ढोकलशींग—બહુ સારૂં, તું ચલાવેતો, તુંને મારી પુત્રી પરણાવું. અને મારૂ પણ સત રહે.

जेदेवशा—અરે હવે બેશ બેશ, એ ઘોડો તેં ચલાવ્યો ? ફાંસી

પરથી તો છોડ્યો, તે શું ભુલી ગયો ? હાથે કરીને મો-
ત શા સારૂ માંગેછે ?

ढोकलशींग—અએ જેદેવશા, ના શા સારૂ કહોછો, ભલેને એ
ઘોડે બેસે, એના ભાગ્યનો ઉદય થયો હશે તો, અને મા
રૂ પણ સત્ય રહેનાર હશેતો, ઇશ્વર એની લાજ રાખસે,
તેમાં તમારૂં શું જાયછે, (સાયેરને કહેછે) બેસ, ઘોડે બેસ,
છોકરા ?

(સાયેરે ઘોડો ચલાવવો, વાણીઆનું આશ્ચર્ય થવું, રાજાએ પો-
તાની પુત્રીને સાયેર સાથે બ્રાહ્મણને બોલાવીને પરણાવવી.)

जेदेवशा—ભાઇ સાયેર હુંતો જઇશ આપણે દેશ, તારો શું વિ-
ચાર છે ?

सायेर—તારેતો શેઠ હું તમારી સાથે આવીસ. (રાજાને કહેછે)
પીતાજી ? હમને આજ્ઞા આપો, હવે હમે હમારે દેશ
જઇશું.

ढोकलशींग—ઓ પુત્ર સાયેર, જવાએ નહી, આહીં રહો આ
રાજ પણ તારૂંજ છે કેની.

सायेर—ના પીતાજી, હુંતો જેદેવશા સાથે આવ્યોછું, માટે હુંતો
એમની સાથેજ જઇશ, મને રજા આપો.

ढोकलशींग—ઓ જેદેવશા, થોડા દીવસતો અહીં રહો, ઉતાવળા
શું થયાછો ?

जेदेवशा—નારે સાહેબ. હમારાથી રેહેવાય નહી, વાહાણમાં મા-
લ છે તે બગડી જાય.

(રાજા સાયેરને ઘણી દોલત તથા પોતાની પુત્રીને એક દાસી સાથે આપી વદાએ કરેછે.)

## પ્રવેશ ૩જો.

### સ્થળ--રસ્તો.

(નીરનું નરપતપુરમાં જવું ત્યાં ઘણાએક માણસો ભેળા થયાછે તે જોઇને પુછવું.)

नीर—ઓ ભાઇઓ આ ગામનું નામ શુંછે ? અને આ સરવે માણસો કેમ ટોળે મળ્યાછો ?

माणसो—ઓ ભાઇ. નરપતપુર આ નગ્રનું નામછે, સુખદેવ અહીંઆનો રાજા છે, તે અંગે કુષ્ટી અને આંખે આંધળો છે. તેને એવું પન લીધુંછે કે આજ સુર્યાસ્ત થતા સુધી મારા દરદને સારૂં કરનાર ન મળ્યો તો, હું અગ્નિ સમર પણ લઇશ, માટે અહીંઆ સર્વે માણસો મળી વિચાર કરેછે કે હવે શું થશે !

नीर—અરે ભાઇઓ, એ દરદનું ઓસડ તો હું જાણુંછું, માટે મને રાજા પાસે લઈ ચાલો, હું તેનું દરદ સારૂં કરીસ. (જાય છે)



# પ્રવેશ ૪ થો

## સ્થળ-દરબારી

(માણસો નીરને લાવેછે.)

**माणसो**—ઓ ગરીબ પરવર, આ કોઇ પરદેશી વઇદ આવ્યોછે ને તે એમ કહેછે કે તમારૂં દરદ હું સારૂં કરીસ. માટે એને હમો અહીંઆ લઇ આવ્યાછીએ માહારાજ.

**सुखदेव**—અએ વઇદ, જો તું મારૂં દરદ મટાડશે તો હું તને વચન આપુંછું કે મારી પુત્રીની સાથે લગન કરી આપું. અને મારૂં અડધું રાજ તને આપું એવું મારૂં વચન છે.

**नीर**—માહારાજ ઘણું સારૂં, આપો વચન.

(વચન આપેછે, નીર દવા કાડી લગાડેછે અને રાજાને સારૂં થાયછે.)

**सुखदेव**—હા ! વારે દૈવ ! તારી ગતીનો કાંઇ પારજ નથી, આ જે તેં મને નવો જનમ આપ્યો છે (નીરને જોઇ) પુત્ર તું કોણછે, અને તારૂં નામ શું ?

**नीर**—હું રાજા ચંદનનો પુત્રછું, અને મારૂં નામ નીરછે, દુષ્ટ પુંદરીકે અમારૂં રાજ લઇ લેવાથી મારા માત પીતા, મારો મોટો ભાઇ, અને હું, ચારે જણા જીવ બચાવીને નાઠા, ત્યારથી હમો છુટા પડયા છીએ.

(રાજા બ્રાહ્મણને બોલાવેછે અને નીરના લગન થાયછે, અને રાજ્યાભીશેક કરેછે.)

सुखदेव—ચોપદાર આજથકી આપણા નગરમાં રાજા નીરની આણ ફેરવો કે સરવે રૈયત રાજા નીરના હુકમમાં વર્તે?

# પ્રવેશ ૫ મો
## સ્થળ-રસ્તો

(સાયેરનું નરપત પુરમાં આવવું, સીપાઇઓએ ઓળખવો, સાયેરને પકડી રાજા નીરની દરબારમાં લઇ જવો.)

सायेर—ઓ ભાઇઓ મને શા માટે પકડોછો?

सीपाईओ—વાહા! ચોર થઇને, તું શાવકારીની વાતોતો બહુ સારી કરેછે, તને ફાંસી દેવા માટે મોકલ્યો હતો તે તુંજ કે બીજો કોઇ? માટે તનેતો પાછી શીક્ષાજ થશે, પણ જોકે જે ઢેડાએ તને છોડી મુકયોછે, તેની શું ગતી થાયછે? ( પકડીને લઇ જાયછે. )

# પ્રવેશ ૬ ઠો.
## નરપતપુરની દરબાર.

(નીર રાજ ચલાવેછે અને સીપાઇઓ સાયેરને પકડી લીઆવેછે.)

## પરજ-ચોપાઈ.

सीपाईओ—રાજા સાહેબ આ તસ્કર, જેને ફોડયું તું વણીકનું ઘર
ત્યાં એ જયારે થયોતો છતો, ત્યારે ફાંસી દેવા મોકલ્યો હતો;
લાલચ લીધી ત્યાં ઢેડે સહી. તેને ફાંસી દીધી નહી;
આજે પાછો નજરે પડયો, મેં લાવીને ઉભો કર્યો;
ગમે તે એને સીક્ષા દીઓ, પગાર વધારવા મારો કહો.

(બન્ને ભાઇની એક નજર થવી અને નીરે સાયેરને ઓળખવો અને તેને પુછવું.)

नीर—કોણ! મારો વાહાલો ભાઇ સાયેરનો નહી! (તખત ઉપરથી ઉડેછે)

सायेर—કોણ! વાહાલો મારો ભાઇ નીર! (બન્ને જણા અરસપરસ ભેટેછે.)

नीर—ખજાનચી મારા ભાઇને અમુલ્ય સરપાવ આપો!

(સાયેર પોશાક પેહેરી ગાદી ઉપર આવી બેસેછે.)

सायेर—મારા પ્રિય બંધુ, મેંતો તને ઝાડની નીચે મરેલો મુક્યો હતો! ત્યાર પછી શું થયું કે આજ મારા મરી ગયેલા દીલને ઇશ્વરે એકાએક જીવતું કર્યું!

नीर—ભાઇ મને ગુરૂડ પક્ષીએ બચાવ્યો, અને તેની કૃપાથી આ રાજ પણ હું પામ્યો, પણ તારી આ શું દશા થઇ!

## પરજ ચોપાઇ.

सायेर—પાણી લઇને આવ્યો હું, જોઊં ત્યાં તો નીર જીવતું;
અગ્નિદાહ તને દેવા માટે, કફન લેવા ગયો વણીકને હાટે;
પોંચી મુકી વણીકને તંહી, કાટ કફન મેં લીધું સહી;
પાછો આવી જોઊં જ્યાં, તારૂં શબ ન દીઠું ત્યાં;
ત્યાંથી પાછો આવ્યો ઘેર, જમાડયો મુજને રૂડા પેર;
મધરાતે મચાવ્યો શોર, બુમ પાડી કંઇ ચોર ચોર;
સીપાઇએ મુજને પકડયો સાર, ફાંસીનો કીધો નીરધાર;
જેદેવસાએ છોડાવ્યો, તેની સાથે અચલાકપુર ગયો;
પાછો આવતા પરણી નાર, વણીકે નાંખ્યો સમુદ્ર મોઝાર;

તુઠો મુજપર જગનો નાથ. લાગ્યું એક પાટીયું હાથ;
કીસ્મત જોગે આવ્યો અહીં. ત્યારે તુજને ભેટયો ભાઈ.

नीर—(ઘણો ક્રોધ યુકત થઇને સીપાઇઓને કેહવું) સીપાઇઓ? જુવો તે વાણીઆના વાહાણ બંદર ઉપર આવ્યા કે નહી? જો તેના વાહાણ આવ્યા હોય તો, જેદેવશાને પકડી મારી પાસે લાવો? અને જે વાણીઆએ મારા ભાઇને ફાંસી દેવડાવ્યો, અને જુઠી ચોરી ચઢાવી, તેના ઘરબાર લુટી લઈ ગામ બાહાર કાડી મુકો?

सीपाईओ—વારૂ, ગરીબ પરવર જેવો આપણો હુકમ (સીપાઇએ જાયછે અને નરપતીઓ વણજારો દાખલ થાયછે.)

नरपतीओ वणजारो—ગરીબ પરવર રાજા સાહેબ, અમારી પોઠો આવી ચુકીછે, તેનું જે દાણુ થાય તે જલદી ચુકાવી લીયો. વાર લાગસે તો અમારી બોન અમને વઢસે.

नीर—અરે ભાઇ, આવો તમે બેહેન પર પ્યાર રાખોછો તે તમારી બેહેન તમારાથી નાની છે કે મોટી?

नरपतीओ वणजारो—માહારાજ તે કાંઇ મારી સગી બોન નથી, અમો ફરતાં ફરતાં નર્મદા કીનારે ગયા હતા, ત્યાં એક બાઇ બેઠી બેઠી રોતી હતી, અને મેં પાસે જઇને પુછયું, કે તું કોણછે? ત્યારે તેણે મને કહયું કે હું રાજાચંદનની રાણીછું, અને મલ્યાગરી મારૂં નામછે, હું દુઃખીઆરીછું, મારો ભરથાર અને બે છોકરા આ નદીમાં તણાઈ ગયા, તે માટે

હું બેઠી બેઠી રડુંછું, એવું સાંભળવાથી મને દયા આવી, ને મેં તેને કહયું કે તું અમારી ધરમની બેન છે, ચાલ અમારી સાથે, તેજ હમારી સાથે છે, અને હમો તેના કહયા પ્રમાણે વરતીએ છીએ.

नीर—(આશ્ચર્ય પામી) વારે રંગછેરે વણજારા તારા માત પીતાને જા તેને બોલાવી લાવ? ખજાનચી, જાવો તમે એ વણજારા સાથે અને તેને લઈ આવો? (જાયછે.)

सीपाईओ—માહારાજ, આ જેદેવશાને હમો પકડીને લાવ્યા છીએ એને ગમે તે શીક્ષા કરો?

नीर—સીપાઇઓ, એવો જે દુષ્ટ કુકર્મનો કરનાર તેને તમો મારી પાસે સા માટે લાવ્યા? આ ભરી સભાની અંદર એના જીવતા નખ ઉતારો? અને તરવાર વતે એના શરીરના કકડે કકડા કરી નાંખો?

सायेर—ભાઇ આતો મોટી અણઘટતી વાત થાયછે,

नीर—ત્યારે મારા વાહાલા બંધુ તારો શું હુકમ છે?

सायेर—મારા પ્રાણ પ્રીય નીર, હું જેમ કહું તેમ તું કરસે?

नीर—હા મારા પ્રીય બંધુ, અગરજો તારો હુકમ હોયતો હું એને ઠાર મારૂં?

सायेर—નાના, ભાઇ, એવું આપણે ન ઘટે એને મને જીવતદાન આપ્યું છે માટે એને છોડી દે.

नीर—અએ દુષ્ટ કર્મના કરનારા અધર્મી વણીક, તારા મોટાં ભાગ્ય ઉદય થયાં કે મારા વાહાલા ભાઇને દયા આવી? નહીતો

મારોતો કાંઇ બીજોજ વિચાર હતો પણ શું કરૂં કે મા
રાથી આજ્ઞા ભંગ થતી નથી, માટે તને છોડી દઉંછું.

नेदेवशा—માહારાજ, જે કાંઇ મારો અપરાધ થયો હોય તે મને
ક્ષમા કરો.

नीर—અએ વણીક, ઢોકલસીંગ રાજાની પુત્રી તથા તેની દાસી
કયાં છે?

नेदे वशा—માહારાજ વાહાણમાંજ છે.

नीर—સીપાઇઓ, જાઓ! અને જે માણસો આ વણીક
તમારે સ્વાધીન કરે, તેને અતી સંભાલ, તથા આદરમા-
નથી અહીંઆ લીઆવો?

सीपाईओ—બહુ સારૂ માહારાજ. જેવી આપની આજ્ઞા (જાયછે.)

(મલ્યાગરીનું આવવું, સાયેર અને નીરે પગે લાગવું અને ભેટવું.)

नीर तथा सायेर—ઓ મારી વાહાલી માતા! અમારો પ્યારો
પીતા કયાંછે?

मल्यागरी—માહારા વાહાલા પુત્રો, આપણા દુઃખનો હવે અંત
આવ્યો છે, વળી જયારે આપણે આવાં સંકટમાંથી બચ્યાં,
ત્યારે તમારા પીતા પણ જીવતાજ હશે, માટે એમની શોધ
કડાવો?

नीर—ગોર અમારા પીતાની શોધ કાડો? કેમકે એ કામ તમાર
વગર બીજાથી નહી બને.

गोर—વારૂ માહારાજ, બહુ સારૂં, પણ મને કાંઇ નિશાની આપો, કે જેથી કરીને તમારા પીતાજીને વિશ્વાસ આવે.

नीर—વારૂ ગોર નીશાની મોટી આપું છું, એક આ અડધો દોહરો, ગામે ગામ, અને શેહેર શેહેર, ગાતા ફરજો?

## દોહરો.

કયાં ચંદન કયાં મલ્યાગરી, કયાં સાયેર કયાં નીર;

આ દોહરો તમારે બોલવો અને એનો જે જવાબ આપે તેજ અમારો પીતા કરી જાણવો, તે તમને જવાબ હું કહુંછું. તે પ્રમાણે આપસે.

## દોહરો.

જેમ જેમ પડેરે વિપતડી, તેમ તેમ સહે શરીર.

હવે જેમ બને તેમ જલદી જાવો, અને સારા સમાચાર લઇ આવો, અને અમારા પીતાને પણ લઇને આવજો.

गोर—વારૂ ભાઈ જાવુંછું. (જાયછે)

# પ્રવેશ ૭ મો.

## સ્થળ-રસ્તો.

## દોહરો.

गोर—કયાં ચંદન કયાં મલ્યાગરી કયાં સાયેર કયાં નીર;

અરે હું દેશો દેસ અને ગામો ગામ રખડયો. પણ કયાંએ ચંદનનો પત્તો લાગ્યો નહી, અને ભુખ તરસ વેઠતાં મારૂં તો શરીર પણ સુકાઇ ગયું, ચાલવાની પણ શકિત હવે રહી નથી,

ઓ દૈવ! અરે કયાંથી પણ રાજાચંદનને મેળવ કે મારી આબરૂ રહે! અને વળી ઇનામ પણ મળે, કે જેથી મારો સુખે ગુજારો ચાલે, માટે ઓ પ્રભુ મને સાહેથા! [વીચાર કરેછે] હવે તો બાકી એક નર્મદા કીનારો રહયો છે, ચાલ ત્યાં જાઉં, જો ઇશ્વરની કૃપાથી મળેતો!

# પ્રવેશ ૮ મો.

## સ્થળ-માહાદેવનું મંદીર.

(રાજાચંદન ઇશ્વર પ્રાર્થના કરેછે)

## કાફી-હોરી.

ચંદન—દીન દયાલ મોરારી, પ્રભુ છો દીન દયાલ મોરારી, તમે સાહે કરોની અમારી—ટેક.

સેવકને તમે સાહે કરોછો, ભગત વછળ બ્રદધારી,
જાણીને મુજને દાસ તમારો, વારે ચડોની અમારી—પ્રભુ
માહા પાપી આ જગમાં ઉધર્યાં, નામ તમારૂં સંભારી;
નામનુ માહાતમ જાણે તમારૂં, રૂશી મુની બ્રહ્મચારી—પ્રભુ.
હાથ જોડીને તમને પ્રભુજી, પ્રણામું હું વારંવારી;
કાંતો આ પ્રાણ હરી લોને મારા, કાંતો મેળવ પુત્ર નારી—પ્રભુ.

પ્રિયા! મારી વાહાલી પ્રિયા! પુત્રો! મારા પ્રિય પુત્રો! દ્રઢ થાઓ, સુખી થાઓ, મારા દુઃખના દિવસનો હવે અંત આવ્યો છે, અને તેની સાથે મારા સંકટ પણ સમાપ્તિ પામશે. અહીયાં મારાં દુઃખ, મારો ખેદ અને મારી મોજનો છેડો આવે છે, મારી વાહાલી। મારા પ્રિય પુત્રો! આ એક ક્ષણમાં આકાશના પંખેરૂની પેઠે હું સ્વતંત્ર થઇ પડવાનો છું!

આ ઘાતકી તરવાર આ પાપીના હાથથી એનું કામ પુરૂ કરસે! અરે પ્યાર! કસાઇ પ્યાર! તારી દોરી ઘણી મજબુત છે! ઘડી અને પળે તું મારી પ્રાણ પ્રિયા અને પુત્રાને યાદ લાવે છે! પણ નહી, હવેતો ભારે હિમ્મતથી તને મારે વશ કરવો જોઇએ! તારા પેચમાંથી હવે મારે છટકી જવું જોઇએ! અરે આ દુનિઆમાં મારા જેવા કેટલાં દુઃખી પુરૂષો આવી રીતે ભટકતા હશે! પેહેલા પુત્રો, પછી પ્રિયા, અને છેવટે હું પોતે એ સર્વે સનીદેવના કોપનું બલીદાન થશે. હું સત્યને માટે મરૂં છું, અને મારા પુત્રો અને મારી પ્રિયા પણ સત્યને માટેજ મરતાં હશે. ત્યારે મારે મારા રદયને હવે પાતળું થવા દેવું ના જોઇએ, મારે હવે રાજી થઇને મરી પડવું અને મારા પાપ કર્મનું ફળ ગરીબ થઇને વેઠવું. (જુસ્સામાં) અરે બધા માણસ મરો, દેવતાઓનો અંત આવો, આકાશમાં ચળકતા તારાઓ ઝાંખા થઇ જાઓ. બધા માહાસાગરો સુકાઈ જાઓ, સર્વે પર્વતો અને ડુંગરો જમીનદોસ્ત થઇ જાઓ, જુસ્સા ભરેલા લડાઇઓ થાઓ, લોહીની નદીઓ વેહેવા માંડો, મારા સરખા લાખોને કરોડો માણસો આ પ્રમાણે માર્યા જાઓ તોએ પણ સત્યતાને શ્રેષ્ટપણે વર્તવા દો; સત્યતા સર્વની ચલાવનાર થવા દો, અને અને સત્યતા મનુષ્યોની અને દેવતાઓની છેલ્લી વારની શાન્તિ થવા દો. અહો સત્યતા! મારા રદયમાં બીરાજમાન થએલી સત્યતા! સબળા

મનુષ્યોને તારીજ બાંયે પકડીને ચાલવા દો. ઓ મારી પ્રાણપ્રિ-
યા! મારા પ્રિય પુત્રો! મારા તમોને છેલ્લા પ્રણામ છે! અને છે-
વટે તમારા વિયોગમાને વિયોગમાંજ આ તરવારથી મારો પ્રા"
ણ જનાર છે!

( ખાલેકા માલેકા ) એ રાહ.

પ્રિયાથી માહેરો કર કર મીલાપ—ઓ પ્રભુ;
જયાં પ્રિયા ત્યાંજ હું કરને મીલાપ—ઓ પ્રભુ;
મોત દે ઓ પ્રભુ આવીને—ઓપ્રભુ;
આ અરજ મારી તું કર કબુલ—ઓ પ્રભુ;
લે કમલ પુજાય તું આવીને—ઓ પ્રભુ.

( એટલામાં ગોર આલેછે અને ચંદન જેવો તરવાર પોતાના ગ-
ળામાં મારવા જાય છે તેવોજ તેના હાથમાંથી ખેંચીલે છે.)

ગોર—અયે જોગી એવો તે તું શું દુઃખમાં ગરક થઇ ગયો છે
કે આપઘાત કરવાને તૈયાર થયો છે ? (ચંદને જવાબ આપવો.)

( જીનેસે બેજાર હું માર તુ ) એ રાહ.

**ચંદન**—જીવ્યાથી બેજાર હું માર તું;
ખેંચની ભાઇ યે તલવાર તું—જીવ્યાથી.
કયાં ગયા પુત્રને પ્રિયા મારા;
તેથી કર એ ઠાર તું ઓ પ્રભુ આવાર તું—જીવ્યાથી.
તેથી દયા કરી દાસની વારે જલદી;
આ દુઃખમાંથી તાર તું આવીને કીરતાર તું—જીવ્યાથી

गोर—(દુર જઇને) આ ગાયન ઉપરથી મારી ખાતરી થાય છે કે એજ પોતેજ રાજા ચંદન છે; પણ કંઇ નહી હું પેલો દોહોરો તો બોલું પછી તરત માલમ પડી જશે.

गोर—કયાં ચંદન કયાં મલ્યાગરી, કયાં સાયેર કયાં નીર;
કોઈ હોયતો ભાઇ કહી દેજો? (એમ બે ત્રણ વખત બોલેછે, રાજા આશ્ચર્ય પામેછે અને બ્રાહામણને બોલાવેછે.)

चंदन—એ માહારાજ, અહીંઆ આવો, અહીંઆ આવો?

गोर—એ જોગી કેમ શું કહોછો?

चंदन—માહારાજ, ફરીથી દોહરો બોલોની?

गोर—કયાં ચંદન, કયાં મલ્યાગરી, કયાં સાયેર, કયાં નીર;

चंदन—(દલગીરીમાં) જેમ જેમ પડે વીપતડી, તેમ તેમ સહે શરીર.

गोर—જોગીરાજ મને માહા આશ્ચર્ય લાગેછે કે એ દોહરો તમે પુરો કર્યો!

चंदन—કેમ માહારાજ, તમે શું આશ્ચર્યમાં પકડયાછો કહોતો ખરા?

गोर—એ જોગીરાજ, જે આ દોહરો પુરો કરે, તે તો સત્યવાદિ રાજાચંદન, માટે તમેતો રાજાચંદન ન હો!

चंदन—હા મહારાજ, હું પોતેજ રાજાચંદનછું, શું કહોછો?

गोर—તારેતો ચાલો ઉઠો, માહારાજ વેહેલા ઉઠો, હું તમારી સ્ત્રી તથા પુત્રોને મેળવું.

# પ્રવેશ ૯ મો.

## સ્થળ-રસ્તો.

(વિદુષક અને પ્રધાન આવેછે.)

## ભઐરવી-ગરબી.

(ઓધવજી સંદેશો કેહેજો શામને.) એ રાહ.

विदुषक अने प्रधान—આશો ગજબ ઇશ્વર તેં કીધો કારમો!
પાડયો વિખુટો સતવાદી સરદારજો,
દયા કેમ ન આવીરે, નમેરો કેમ થયો,
ચંદન વિન હવે જીવવામાં ધીક્કારજો,
નીરલજ તારી છાતી કઠન આવી કેમ થઇ,
દયા દીલમાં લાવી કરને વીચારજો,
મેળવ પ્રભુજી સ્નેહી ચંદન રાયને,
જે છે અમારા હઇયાં કેરો હારજો.

प्रधान—વિદુષક હવેતો આખરી થઇ, કેમકે હેવો કોઇ દેશ નથી કે આપણા જોવામાં ન આવ્યો હોય, માટે હવે આપણો અન્નદાતા જે ચંદન તેનો મેલાપ થાય એવું તો મને કાંઈ જણાતું નથી, માટે હવે શું વિચાર કરવો?

विदुषक—પ્રધાનજી હવે વિચાર કરવાનો કાંઈ બાકીજ રહયો નથી કેમકે આપણે બધા દેશો દેશ ફર્યા પણ આ શેહેર બાકી

છે, તેમા તપાસ કરીએ, માટે ચાલો.

प्रधान--ચાલ વિદુષક શોધીએતો ખરા, પછી આપણા કીસ્મત(જાયછે)

(રાજાચંદન તથા ગોર આવેછે.)

चंद न—માહારાજ હજુ કેટલુંક ચાલવાનું છે, ચાલતાં ચાલતાં મારાતો પગ દુખી ગયા, તમો મને ઠગતા તો ન હો!

गोर—અરે માહારાજ, હજીતો આપણે આજ સાંજે શેહેરમાં જઈ પુગસું. (જાયછે)

# પ્રવેશ ૧૦ મો.

## સ્થળ-દરબાર.

(સીપાઇઓ સાયેરની સ્ત્રીને લઈ આવેછે સાયેર ભેટેછે, મલ્યાગરીને પગે લાગેછે. એટલી વારમાં રાજાચંદન અને ગોર આવે છે.)

सीपाइओ—માહારાજ, પેલા વણીકના વાહાણમાંથી ઢોકલશીંગ રાજાની પુત્રીને લાવ્યાછીએ અને વણીકને છોડી મુકયો છે.

नीर—વારૂ સીપાઇઓ બહુ સારૂં કર્યું.

(ગોર અને રાજાચંદન આવેછે)

गोरे—માહારાજ, ઓ માહારાજ, આમ આવો કાંઇ લાવ્યોછું. મલ્યાગરી, સાયેર, નીર અને રાજાચંદન એ ચારે જણાની નજર એક થવાથી ભેટેછે.)

चंद न—ઓહો મારી પ્રિયા ને મારા પુત્રો!

नीर—ખજાનચી મારા પીતાને અમુલ્ય ખાણી આપો?

गोर—કેમ માહારાજ હવે સાચું કોણ તમે કે હું? મને તમો

કેહેતા હતા કે ઠગતો તો ન હોય ?

चंदन—માહારાજ, મારી ભુલ થઇછે, તે માટે મને ક્ષમા કરો.

गोर—અરે નારે માહારાજ, તેનુંતો કાંઇ નહી, પણ માહારાજ મને કાંઇ ?

नीर—જાઓ ગોર મેં તમને ઇનામમાં દશ ગામો આપ્યા ?

गोर—સારૂ માહારાજ સુખી રહો, ને તમારી જય જય થાવો.

(સનીદેવનું આવવું.)

सनीदेव—અએ સતવાદી રાજાચંદન, ધન્યછે તારી ધીરજને કે તારા જેવા પુરૂષો જગતમાં થોડાજ હશે, હું સનીદેવ છું અને તારા ઉપર પ્રસન્નછું, માંટે માંગ માંગ શું માગેછે

चंदन—(ઘુંટણે પડીને) માહારાજ, હું એજ માંગુંછું કે આવું દુઃખ કોઇને નહીં દેતા, કેમકે આવી ધીરજ અને આવાં કષ્ટ, બીજાથી સહન નહી થાય.

सनीदेव—રાજા, તથાસ્તુ ! યા મનુષ્યજન જે કોઇ આ તારી પવીત્ર કથાને સાંભળસે, યા બીજાને સંભળાવસે તેને હું સનીદેવ કદાપી પીડા કરનાર નથી.

चंदन—બહુ સારૂં માહારાજ, બીરાજો આ આસને.

(સની બેસેછે, બધા ઉભા રહેછે, અને તેટલામાં વિદુષક તથા પ્રધાન આવેછે.

चोपदार—માહારાજ, આપણી દરબારમાં આવવાની ઉમેદથી બે જોગીઆ બાહાર ઉભાછે, હુકમ હોયતો આવવા દઉં.

चंदन—બહુ સારૂં બેલાસક આવવાદે. (આવેછે) જોગીઓ તમે શું ઉમેદ રાખીને આવ્યાછો, અને શું હુન્નર જાણોછો?

विदुषक—માહારાજ, હમે ગાવાની કળા બહુ સારી જાણીએ છીએ.

चंदन—ત્યારે બહુ સારૂં, શું જાણોછો, ગાઓ?

प्रधान—(બાજુએ) વીદુષક આજ આપણો રાજાછે.

विदुषक—પ્રધાનજી કેમછે, આ ધાણુ બગાડોછો કે શું, ઉતાવળા ના થાવો? જુવોતો ખરા, એમના મોઢેથી બોલાવું કે હું રાજાચંદન પછી કેમ?

प्रधान—હા ઠીકછે ત્યારે ચાલ ગાયેન ગાઇએ. (ગાયછે)

## ભઐરવી—ઠુમરી.

(કયાં ગયો શાહાજાદા જાની પ્યારો.) એ રાહ.

કયાં મળસે ચંદન પ્યારો, જીવ તલપેછે હમારોરે—ટેક.
દેશો દેશ અને જંગલે જંગલ, ફરતાં ન આવ્યો આરોરે—કયાં
વિજોગના દુઃખનો માથેથી, કયારે ઉતરસે ભારોરે—કયાં.
આણી દયા પ્રભુજી મેળવ ચંદન, ચંદન વીન જગ ખારોરે
(આ ગાયન સાંભળી બધા આશ્ચર્ય પામેછે.)

चंदन—અરે આ કોણ! વીદુષક અને પ્રીય પ્રધાનતો ન હોય! હુંજ રાજા ચંદનછું.

(રાજાને ભેટીને આ મલ્યાગરીને પગે લાગેછે અને બહુ આનંદ પામેછે)

मल्यागरी—પ્રાણનાથ, આ વણજારાએ મારો પ્રાણ બચાવ્યો હતો.

चंदन—શું આ વણજારાએ તારો પ્રાણ બચાવ્યો હતો?

मल्यागरी—હા સ્વામીનાથ.

चंदन—અએ વણજારા તેં મારી પ્રીયાનો પ્રાણ બચાવ્યો છે, તેથી આ રાજયાસન તને સોંપુંછું. અને તું સારી રીતે રાજ ચલાવજે.

बणजारो—સારૂં માહારાજ, મારૂં ભાગ્ય ખુલ્યું ખરૂં.

(વીદુષક રીસાઈ જાયછે અને અને રાજા સમજાવેછે.)

चंदन—કેમ વીદુષક શું છે, તું દલગીર શા માટે થાયછે?

विदुषक—હા! આ ગધેડા ચારૂને રાજય આપ્યું, અને હમો દેરો દેશ, જંગલે જંગલ, ગામે ગામ, અને શેહેરે શેહેર ફર્યાતો કાંઇ નહી, એ કેવો ઉંધો ન્યાય?

चंदन—મારા ભલા વિદુષક શા માટે તું ગભરાયછે, આપણી જે ચંદનાવતીછે, તે તારેજ માટે છે કેની.

विदुषक—અરે ત્યાંતો પેલું પાપ બેઠેલુંછે, તેનુ નામ ના લ્યો.

सनीदेव—અએ રાજાચંદન, રાજા પુંદરીકતો મરણ પામ્યો છે. જા તું ચંદનાવતી નગરીનું રાજય કર!

विदुषक—ઓહો, ઓહો, ઘરણ છુટું, ઘરણ છુટું વાહ! વાહ!

(કૃષ્ણ વઇમાનમાં આવેછે.)

कृष्ण—અગે સત્યના સ્તંભ રાજાચંદન, તેં પુર્વે પાપ કર્યા હતાં તેથી તને દુઃખ પડયું તેમાં કાંઇ સનીનો અપરાધ નથી,

હવે હું તારા ઉપર પ્રસન્નછું, માંગ માંગ વર માંગ?

चंदन—માહારાજ, મને તમારી ભગ્તિ પ્રાપ્ત થાય, અને ફરી-
થી બીજો જન્મ ન ધરૂં.

कृष्ण—તથાસ્તું!!!

## ઝીંઝોટી દાદરો.

(દર ચાલે હાલે દીલમાં નોંધીલો.) એ રાહ.

बधा—ઓ ઇશ્વર જગકરતા તારી, છે અકલ કળા સૌથી ન્યારી;
કરી હમપર મેહેરે કૃપા ધારી, કીધો તેં ખેલ પુરો આરી;
અએ મંગલ મુરતી વિમઆરી, છે અકલ કળા સૌથી ન્યારી.
ઊમેદ પુરી થઇ હમારી, આવી સાહે કરી તેં મોરારી;
પ્રણામ કરીએ વારંવારી, સેવકનાછો તમે સુખકારી;
જઇએ તમો ઉપર હમે બલીહારી, છે અકલ કળા સૌથી ન્યારી.
મનકા પાપીને તેં તારી, ધાર કરી અલ્યા નારી;
મંદાને તેં મસ્તક ધારી, ગુણ ગાઇએ તમારા લલકારી;
કરજે તું અંતગતી સારી, છે અકલ કળા સૌથી ન્યારી.



| | | | |
|---|---|---|---|
| ચંદ્રસેન અને ચંદ્રપ્રભા નાટક.................. | ૦ | ૮ | ૦ |
| છેલ સેલાણી અને વિક્રમ ચરિત્ર નાટક......... | ૦ | ૬ | ૦ |
| નતિજએ અસ્મન ........................... | ૦ | ૬ | ૦ |
| અન્જામે સખાવત (ઉર્દૂ બાદશાહે ખોદાદોસ્ત)... | ૦ | ૫ | ૦ |
| ચંદન મલયાગરી નાટક (ત્રીજી આવૃતી)......... | ૦ | ૪ | ૦ |
| તમાશાએ ચાંદની........................... | ૦ | ૪ | ૦ |
| તોહફએ દીલકોશા (ઉર્દૂ નઇ ઇન્દર સભા)......... | ૦ | ૩ | ૦ |
| સોબતે અસર અથવા મોહન દુઃખ દર્શક......... | ૦ | ૩ | ૦ |
| નકશે સુલેમાનીનો ઉરદુ ખેલ..................... | ૦ | ૩ | ૦ |
| ગુલશને બહાર અફઝા (ઉર્દૂ નઇ ઇન્દર સભા)...... | ૦ | ૩ | ૦ |
| ઇશ્ક નવ બહાર (ઉર્દૂ ચંદ્રબદન મોહીયાર)...... | ૦ | ૨ | ૦ |
| ધ્રુવ આખ્યાનના ખેલમાં ગવાતાં ગાયનો......... | ૦ | ૧ | ૬ |
| રસીકાનો અતિ રમૂજી ફારસ..................... | ૦ | ૧ | ૦ |
| નવા હરિશ્ચંદ્ર તારામતી નાટકમાં ગવાતાં ગાયનો | ૦ | ૧ | ૦ |
| તોહફએ દીલપઝીર ગાયન (ના. તરેહવાર બનજારા) | ૦ | ૦ | ૯ |
| તોહફએ દીલપઝીર (ઉરદુ હરફમાં).............. | ૦ | ૧ | ૦ |
| વિધવા દુઃખદર્શક (વાઢાંનો વરઘોડો)............ | ૦ | ૪ | ૦ |
| સજજનતા મેળવવાના શાધન.................. | ૦ | ૨ | ૦ |
| સવાઇ ઠગનો રમુજી ફારસ.................. | ૦ | ૧ | ૦ |
| ચાલાક શકરબી તથા ગુરૂજીની ગડબડનો ફારસ | ૦ | ૧ | ૩ |

એ સીવાયે હમારી દુકાને બીજા નાટકોની તથા વારતાઓની તથા નીશાળોમાં ચાલતી દરેક જાતની ચોપડીએ મળસે.

# જાહેર ખબર

—— --0:0-- ——

આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી વેચાતી મળસે.

**મુંબઈ**—રામવાડી આગળ બુકસેલર સોરીઆરજી હોરમ-સજી માસ્તરની દુકાનેથી તથા દામોદર ઇશ્વરદાસની દુકાનેથી, તથા પાયધોની આગળ બુકસેલીંગ અને જનરલ એજનસી માંથો, તથા કાલબાદેવીના રસ્તાઉપર બુકસેલર કેરોબા પાંડુરંગની દુકાનેથી,તથા કોટમાં બુકસેલર સાપુરજી ફરામજી માડનની દુકાનેથી મળસે.

**સુરત**-બુકસેલર કરસનદાસ નારાણદાસની દુકાનેથી તથા પોરટ વાલા મનચેરજી જમશેદજીની દુકાનેથી વેચાતી મળસે.

**ભરૂચ**—બુકસેલર કાશીરામ જેભાઇની દુકાનેથી મળસે.

**વરોડરા**—બુકસેલર રણછોડલાલ મોતીરામની દુકાનેથી વેચાતી મળસે.

**ડાકોર**-બુકસેલર ત્રીભોવન રાણછોડની દુકાનેથી વેચાતી મળસે.

**અમદાવાદ**—બુકસેલર જગજીવન દલપતની દુકાનેથી મળસે.

**ભાવનગર**--વોરા અબદુલહુસેન આદમજીની દુકાનેથી મળસે.

**કચ્છમાંડવી**-નાગોરી ચાપસી ખીમરાજની દુકાનેથી મળસે

**મુથરી**—બુકસેલર પીતાંબર હીરજીની દુકાનેથી વેચાતી મળસે.

જથ્થાબંધ મંગાવનારા બુકસેલરોએ નીચે લખેલે ઠેકાણેથી મંગાવી લેવી. કમીશન ઘણું સારૂં આપવામાં આવસે.

છુટક એક નકલ મંગાવનારે પોસ્ટની ટીકીટનો અડધો આનો વધારે મોકલવો. નોટપેડ કાગળ લીધામાં આવશે નહીં.

**મેહેતા જમનાદાસ ભગવાનદાસની કંપની.**

ઠેકાણુ ભુલેશ્વર આગળ કીનારીવાલા બીહારીલાલ દુરગાદાસની દુકાને.